

# નવીન ગુપ્તવિદ્યા અને ખજાને હુન્નર.

## ભાગ ૧ થી ૧૬.

સંચાલક અને પ્રકાશક,

**કેશવલાલ ગોકળદાસ શાહ.**

ઠે૦ રૂપાસુરચંદની પોળ—અમદાવાદ.

આવૃત્તિ પહેલી—પ્રત બેહજાર. સં. ૧૯૮૪—સન ૧૯૨૮

મૂલ્ય રૂપીઆ ત્રણ.

આ ટીમાચો અમદાવાદ—ઘીકાંટા સીવીલ હોસ્પીટલ સામે આવેલા "પટેલ" મુદ્રણાલય(પ્રેસ) માં પા. રામલાલ છોટાલાલે છાપ્યો.

નવીન

# ગુપ્ત વિદ્યા

અને

# ખજાને હુન્નર

## ભાગ ૧ થી ૧૭

---

સંગ્રાહક-અને-પ્રકાશક,

**શા. કેશવલાલ ગોકળદાસ.**

ઠે. રૂપાસુરચંદની પોળ,

**અમદાવાદ.**

---

આવૃતિ ૧ લી    પ્રત બે હજાર.

સંવત ૧૯૮૪    સને ૧૯૨૮

---

કીંમત રૂપીયા ત્રણ

# આભાર.

મારા આશ્રયદાતા શેઠ જેસીંગભાઈ અમૃતલાલ રહેવાશી ટીકાભટની પોળ અમદાવાદનાનો આભાર માંનુ છું. જો એ શેઠે મને મદદ ન કરી હોત તો આજે આ પુસ્તક નીકળત કે કેમ એ સવાલ મોટો હતો તો પણ તેમની કૃપાદ્રષ્ટીથી આ પુસ્તક પ્રસીદ્ધ થાય છે તેમનો આભાર માનવો, તેમા નવાઈ નથી. તેમજ આ પુસ્તકના પ્રુફો તપાસનાર અને જાતમહેનતથી કામમાં મદદ કરનાર થરાદના રહીશ ભાઈ ખુમચંદ ડાહ્યાલાલનો પણ ઉપકાર માનુ છું. પરમાત્મા તમારૂ ભલુ કરે.

લા૦ તાબેદાર સેવક,

રીખવલાલ ગીરધરલાલ

રહીશ પોતે

તાં. ૧-૧-૧૯૨૮ | ઠે. રૂપાસુરચંદની પોળ
અમદાવાદ.

# યુવાનોને સંદેશો.

જો તમારામાં દેશની લાગણી હોય, દેશ પ્રત્યે પ્રેમ હોય,
જો તમે સ્વતંત્રતા ચાતા હો, સ્વરાજ્ય માંગતા હો,
હિંદને પરતંત્રતાની બેડીમાંથી છોડાવવા ઇચ્છતા હો,
હિંદને આઝાદ કરવાની તમારી ભાવના હોય,
દેશનું. જાતીનું, સમાજનું અને ધર્મનું, તમારામાં ગૌરવ હોય,
તમારી નસેનસમાં દેશપ્રેમનું લોહી વહેતું હોય,
દેશમાં કરોડો માણસો ભુખે ધરે છે તેના પ્રત્યે દયા હોય,

## તો શું કરશો ?

હિંદમાં હુન્નરને ખીલવો, દેશી હુન્નરને ઉત્તેજન આપો,
જે ચીજો તમારા દેશમાં બનતી હોય તેને ખરીદો અને
ઉત્તેજન આપો, જે ચીજની તમારે જરૂર છે, તેના સીવાય
ચાલતું ન હોય, તેવી ચીજોને અહીંયાં બનાવો.

## કહો તમારાથી બનશે કે ?

એક નહિ પણ અનેક હુન્નર બનાવીને દેશને ચરણે ધરો,
અને જગતને જાહેર કરો કે હિંદુસ્તાનમાં કળા છે, કૌશલ્ય
છે, કારીગરી છે.

## આટલી આશા

હિંદુસ્તાન તમારી પાસે રાખે તેમા નવાઈ શું !

લી૦ તમારો "કેશવ."

# પ્રકાશક ના. બે બોલ.

આજે હિન્દુસ્તાનમાં ગરિબાઈ અને નિર્ધનતા દિવસે દિવસે વધતી આવે છે, બાળકંમાથી બાલ્યાવસ્થા નાબુદ થઇ, યુવાનોના તેજ ઝાંખા પડી ગયા, વૃદ્ધાવસ્થાની નિર્બળતા વધી પડી. આપણામાં જે બુદ્ધિવિકાશ થતો હતો તે અટકી પહચો આપણે બીજા ઉપર જીવતા રહેવા લાગ્યા. બીજો ઓઢાડે તો આપણે ઓઢીએ, આવી રીતે દિવસે દિવસે આપણું લોક વધુને વધુ પરતંત્ર થતું આવ્યું. કેળવણીનું રૂપ પલટાઈ ગયું ઘરનો વ્યવહાર બદલાઈ ગયો વેપારનો કસ નાસ થયો, આવી સ્થિતીમાં ઘરના અથવા પોળના ઓટલે બેસી રોદણાં ગાવાની તાલિમ મેળવી લીધી. બાળકોને કેળવણી આપતાં પરીક્ષા લીધી નહિ, યુવાનોને ઉદ્યોગ હુન્નર શિખવાડયા નહિ, આવી સ્થીતિમાં આપણે સ્વતંત્ર કેવી રીતે રહી શકિશું ? હુન્નર ઉદ્યોગનું જ્ઞાન આવશ્યક જાણી બાળકો અને યુવાનોને આપવું તે પ્રત્યેક કેળવણીકાર તથા માબાપની ફરજ છે હુન્નર ઉદ્યોગની તાલિમ આપવા આધુનિક કેળવણી કઈ ફળદાયક નથી ઉલટી વિનાશને પંથે ચડાવી દે છે.

**આધુનિક કેળવણી પામેલો યુવાન ઠેર ઠેર અથડાય છે ત્યારે હુન્નર ઉદ્યોગ શીખેલો યુવાન ઠેકઠેકાણે પુજાય છે.**

ઉદ્યોગી અને હુન્નરનો જાણકાર પોતાની આજીવિકા અને કુટુંબનું ભરણપોસણ ઘણીજ સહેલાઈથી કરી શકે છે. જેના ઘરમાં હુન્નરઉદ્યોગ નથી, તેના ઘરમાં નિર્ધનતો અને દારિદ્રતાની દેવીવિલાસ કરે છે, અને તેના કરમે આજે ભીખ અને લાલચ વધી પડયાં છે.

ઘરનો હુન્નર તોડી નાખ્યો, ઘરનો ધંધો પડી ભાંગ્યો, તેનો ફાયદો એજ થયો કે સૌ લડતાં શીખ્યા, અદેખાઈ કરતાં શિખ્યા, પરનિંદા કરતાં શિખ્યા, તેના પરતાપે દુઃખ પડયું ચાકર મેળવવો પડયો ચાકરને વશ રહેવું પડયું ડાંગર ખાંડવાનાં તથા લોટ દળવાને સંચે દોડવુ પડયું અનાજમાંથી કસ ગયો; મિઠાશ બળી ગઈ તેને ખાવાથી અશક્તિ વધી પડી, રોગ નવા નવા વધવા માંડયા ડાકટરોના ઘર ભરાવા લાગ્યા રોજ એ શીશીમાં ૬ આનાની દવા અને આવતા જતાની ૧૨ આનાની ગાડી મલીને ૧। રૂપીયાનું તે દાન ચાલુજ રહ્યું પૈસા મેળવવા કયાંથી ? દગા, કપટ, લુચ્ચાઈ કરે આજના જમાનામાં પૈસા મલે તેથી તેને શરણે થયા. જીંદગી આમને આમ ધન મેળવવાની લાલશાએ ગુમાવી, કાળ આવ્યો ચાલ્યા ગયા પાછળ બૈરી છોકરાં નિર્માલ્ય બન્યા, નથી તેમનામાં કંઇ શિક્ષણ, નથી હુન્નરઉદ્યોગ. છેવટે નિકળ્યા ભીખ માગવાં, ભીખના હાંલ્લા શીકે ચડે કે ?

તેમની પણ જીંદગી તેમને તેમ ચાલી ગઇ આજ આવા કુટુંબો મેળવવાં મુશ્કેલ નહિ પડે, નજરે જોતા અને કાને સાંભળવામાં આનું આજ આવે છે.

**છે કોઈ દયાળુ ? છે કોઈ હિમતવાન ? છે કોઈ દાતાર ? આજ તારા પુત્રોને તું કોઈ રસ્તે ચડાવ તે રસ્તો શોધવા વિચારકર તે અમલમાં મુકવા તૈયારથા તે સારો નિવડશે તો તારૂં નામ રાખશે બીજા ધર્મ કરીશમા આએ ધર્મ છે બની શકશે ? બીજા રસ્તે પૈસા ખરચવા દોડતો હોય તો દોડીશમા તારૂં ઘર સુધાર તારા કુટુંબને તાર,તથા સમાજનો ઉદ્ધાર કર અને પછી તારા ધર્મને દીપાવ.**

આજતો ધામધુમ કરવા સૌ ટોળે મલશે,કોઈનું તોડી પાડવા તૈયાર થશે કોઈને સનમાર્ગે ચડાવવા, હુન્નરઉદ્યોગે લગાડવામાં પાપ માનીશું તો આપણી ઉંન્નતિ કેવી રીતે કરી શકીશું, આપણા ખરચેલા પૈસાનો વિચાર કોઇ દી આપણે

કર્યો છેકે ક્યાં આપણા હાથે વાપર્યા છે ?

ક્યાં કોઇને આપણે દમડી આપી છે ?

ખાનારા ખાઈ ગયા ભોગવનારે ભોગવી લીધું ફાવ્યાં બીજા, જેને આવડતું હતું તે ફાવી ગયા,પૈસા ગયા તેમની પાસે ઘરનો છોકરો ભીખ માગે અને પાડોશીને પેંડા આપ્યા આ યોગે આપણી આવી દશા છે. તે દશાનો કોણ

વિચાર નહિ કરે તે તોડવા માત્ર એકજ ઉપાય છે. હુન્નર અને ઉદ્યોગે બાળક, સ્ત્રી,અને યુવાનોને ચડાવો તો સમાજ અને દેશનું દરદર જશે. આળસ અને લાલચથી બુદ્ધિમાં વિક્રિયા થાય છે મહેનત કરવા ઉપર વિચાર થતો નથી, સારૂ શોધન મેળવી શકતા નથી પછી બીજાને મારવાની ઈચ્છા થાય છે. ફસાવવાની ઈચ્છા થાય છે. તેને લુટવાની બાજી ગોઠવાય છે આવી રીતે અત્યારે આંધળાનું રાજ થઇ પડયું છે આંધળો આંધળાને દોરે તો કયાં લઈ જાય બેઉ ખાડામાં પડે છે. ઉચ્ચ વર્ણની ચારે બાજુએ કફોડી સ્થિતિ છે અત્યારે તે વર્ગ સમજતો નથી અને બીજાની ઈર્ષા કરે છે. મજુરો અને કારિગરોને ધમકાવે છે તેમને દબાવવાનો પ્રયત્ન કરે છે પોતાની જાતે બનતું નથી બીજાની પાસે બનાવતા તેને મહેનતાનું આપતા અચકાય છે. લક્ષ્મિ અને તેનો અધિકાર અત્યારે ઉચ્ચ વર્ગમાંથી નાસ થતો આવ્યો છે હવે જમાનો બદલાયો છે

**દરેક જ્યારે મહેનત કરતા થશે ત્યારે દરેકની પાસે એકજ સરખો લાભ રહેશે.**

જ્યાં સુધી એક નિર્બલ છે ત્યાં સુધી એક સબળ તેના ઉપર સત્તા જમાવશે તે નિર્વિવાદ છે આળસના લીધે આપણે કેટલું ગુમાવ્યું, માન અને કિર્તિની પાછળ કેટલાં ઘેલા થયા છીએ તેનો હવે ત્યાગ કરવો પડશે. ઘરના છોકરાને, ઘરની સ્ત્રીને હોશિયાર નહિ કરીએ તો તે છોકરો મિલકત કેવી રીતે સાચવશે અને સ્ત્રી પાછળથી તેનો કેવો ઉપયોગ કરશે ?

ધનવાન અને ગરિબ બંન્નેને સમજવાનું છે બંન્નેને બીક છે.ધનવાન પાસે ખાનારા આવશે. ઉડાવનારા આવશે, ધર્માદુ અને સીઝાતું બની યાચના કરશે માટે જો તેમનામાં કંઇક વ્યવહારિક હુન્નર ઉદ્યોગનું ઓછું વધતું જ્ઞાન હસે તો દુઃખી નહિ થાય મહેનત કરવાની શક્તિ હશે તો ભીખ નહિ માંગે. અત્યારે વાંણીઓ દુષ્ટબુદ્ધિથી વિમો ઉતરાવે છે કારણ કે પાછળથી તેની સ્રીને દુઃખ ન પડે ત્યારે કુંભાર તેના છોકરા અને વહુને હુન્નર શીખવાડે છે,તે વિમો ઉતરાવા નથી જતો કુંભારની સ્રી પોતાનો વેપાર સુખેથી નિભાવે છે તેમાંથી બે પૈસા મેળવે છે અને પોતાની જીંદગી ગુજારે છે આમાં આપણે ન્યાયી કોણે માનવો ? વાંચકના હ્રદયમાં જે ન્યાયી ઉત્તરે તેનું વાંચક અનુકરણ કરે.

આપણે ઉદ્યોગ તાત્કાળીક મળશે તે સુધી વાત જોઈને બેસી ન રહેતા મેળવવાની ધગશ આપણામાં નિરંતર થવી જોઇએ તેનાથી આપણે નિત નિત નવા નવા ઉદ્યોગ–હુન્નરોના અધિકાધિક સાધનો મેળવતા થઈશું આપણને કોઇની પણ જરૂર નહિ પડે.ગાંધીજીએ અત્યારે એક સાધારણ ઉધોગ હિંન્દુસ્તાનની ઉંપર અજમાવ્યો છે. રેટીઓએ ઉદ્યોગ છે કપાસ, રૂ, પીંજવાનું, પૂણીઓ, બનાવવાનું એ હુન્નર છે. તેનાથી દેશને જે થોડો ઘણો લાભ થવાનો હતો તે થયો છે અને થસે ખાદીથી કેટલાએ ઉઘાડા ઢંકાયા છે. ખાદીથી કેટલાને ખાવાનો ટુકડો મલ્યો છે. આપણે અને આપણો દેશ ( ગુજરાત ) અત્યારે બીજા નિર્ધન દેશ કરતાં કંઈક સમૃદ્ધિવાન

છે તેથી આપણને ખબર તેની નથી પડતી પણ પછીથી પડશે. આપણે સવેળા નહિ જાગૃત થઇએ તો તે કાળ આવવામાં બહુ મુહૂત બાકી નથી રહી, માટે અત્યારેથી હવે આપણે સમજતા થવું જોઇએ કે મહેનત—મજુરી તથા હુન્નર ઉદ્યોગનું શોધન કરતા રહેવું જોઇએ, અને તેનું કંઈક સાધારણ જ્ઞાન આ પુસ્તક આપણા ઘરમાં રાખવાથી તેમજ સગાંવહાલાને ભેટ કરવાથી આપણું ધ્યાન તે બાજુ જશે તેથી આજેજ આ પુસ્તકને ખરીદ કરી તમારા બાળકો અને સ્ત્રીઓને વંચાવો.

હવે આ પુસ્તક વીસે કાંઇ લખીને લખાણ બંધ કરીશ આ પુસ્તકમાં જે, મંત્ર. તંત્ર. આપ્યા છે. તે ખરા છે કે એવો સવાલ તમારો થશે તેને માટે એટલુંજ જણાવીશ કે જો તમને તેના ઉપર આસાથ્થા શ્રધા અથવા આકીન હશે તો તે ખરા છે. કેહેવત છે કે આકીન મોટા કે દેવ.

જો તમને તેમનામાં શ્રદ્ધા હશે તો તે ખરાજ છે. હવે હુન્નરની બાબતમાં લખીશ કે. મારા ધારવા પ્રમાણે તે હુન્નરો ખરા છે. અને જે કોઈ હુન્નરો ઉપર તન—મન અને ધનથી કામ કરશે તે સુખી થશે. કોઈ હુન્નર કરતી વખતે તેમાં નાપાસ થાવ અગર બની ન શકે કે બગડે તો તેના માટે મને કાગળ લખીને પુછાવસો તો તેના વીસે તમને સલાહ આપવામાં આવશે કોઇ પણ જાતનો વેપાર રોજગાર—કરતી વખતે મને પુછાવશો તો તે લાભ થશે.

# અનુક્રમણિકા.

## ભા ૩ જો



## ભાગ ૪ થો

### ભાગ ૮ મો



### ભાગ ૯ મો



### ભાગ ૧૦ મો

## ભાગ ૧૨ મો

# ગુપ્ત વિદ્યા

અને

# ખજાને હુન્નર

---

## ભાગ ૧ લો.

---

### મંત્ર તંત્ર વિદ્યા.

ओम् नमो नारायण विश्वंभराय इंद्रजालकौतुकान दर्शय कुरु सिद्ध कुरु स्वाहाः

વિધિ—પવિત્ર થઈ આ મંત્ર કોઇ પણ મંત્ર સાધતાં પહેલાં પાણીનુ ગોળ કુંડાળું કરતાં કરતાં જપવો કે જેથી મંત્ર સાધન કરતાં કોઈપણ પ્રકારની ભુત પ્રેતાદિકની અડચણ કે વિઘ્ન ના નડે.

### વીંછી પકડવાનો મંત્ર

खटकर पाया मूछकर बाण, डंख मारे तो ह. मंतका आण

વિધિ—જ્યારે વીંછી પકડવો હોય ત્યારે સાત વેળા મનમાં ગોખી તે વીંછી ઊપર ફુંક મારીને ઝડપથી ડંખેથી પકડી લેવો.

## વીંછી ઉતારવાનો મંત્ર

काला बींछु कवडे पाय, उतर बींछु पातालकु जाय;
गुरुकी शक्ति मेरी भक्ति, चलो मंत्र इश्वरी वाचा;
सत्य गुरुका मंत्र सांचा.

વિધિ—આ મંત્ર ભણી જ્યાં વીંછી કરડયો હોય ત્યાં હાથે કરીને ઝાપટતાં જવું ને ફુંક મીરી તે ભાંગ જમીનપર ખંખેરવો એટલે વીંછી ઉતરી જશે,

## સાપ નસાડનાર મંત્ર

ओम् अंठि अमार लटि स्वाहाः

વિધિ—આ મંત્રનો નિત્ય જપ કરે તો ઘરમાંથી સાપ જતા રહે અને કોઈ પ્રકારનો ભય રહે નહીં,

## આધાશીશીનો મંત્ર.

ओम् नमः दिश गुरुकी कलो चला कर कर ठेली,
चली ह-मानकी हाक वागे अर्धसीशी सत्वर नासे.

વિધિ—આ મંત્ર ભણી એક ચપટીમાં રાખ લઇ તે ચપટીથી જે બાજુ આધાશીશી ચડી હોય તે બાજુની ભ

ભ્રમર પકડી ફુંક મારવી એમ ફુંકોમારી ભમરની ચપટી મુકી દેવાથી આદ્દાશીશી ઊતરી જશે ઉતારવાનો વખત મંગળ ગુરૂ, શનીને રવીવારે સુર્ય—ઉગ્યા પહેલાં અથવા સંધ્યાકાળે ઉતારવી.

## તાવના દોરાનો મંત્ર.

बजरी बज कुमार बजरे वांधु दसे द्वार, जो बजरी मांबे धाले घात हाक हनुमंत मारे. विसा हरमत मार वीर मने [illegible]कांतरा त्रने; [illegible] मने तरीया वावज आवे तो राजा वीरकी पींड काचा शब्द साचा ॥ आ गोरी पार्वतिकी आण स्फूरो मंत्र इश्वरी वाचा, सत्य गुरूका मंत्र साचा.

વિધિ—કુંવારી કન્યાનું કાંતેલું સુતર હોય તેનો દોરો કરીને ૨૧ ગાંઠોવાળવી પછી ગુગળનો ધુપ કરીને તે દોરાને એકવીસવાર મંત્ર ને જમણા હાથે બાંધવાથી ગમે તેવો તાવ ઊતરી જાય છે

## પિશાચ યક્ષિણી ષડાક્ષરી મંત્ર.

ओम ह्रीं श्रीं क्ली नमः

વિધિ—પીપળા નીચે બેસી બાવીસહજાર જપ કરવા વાણું નૈવેધ આપણે તેનો અહાર કરવો દશાંશેન હવન તેમ પંચઆધ ખીરએમ કરવાથી દેવતા પ્રસન્ન થાય

ભુત પ્રેત પિશાચ ઝેટિંગ-ઝોડ રાક્ષસ વગેરે સેવા કરશે; જ્યાં મોકલીશુ ત્યાં જશે.

## ડાકીની શાકીની સાધન મંત્ર

ओम नमो आदेश गुरूकु, प्रथम नारसिंह देवा पश्चतादेवीकी शक्ति, आभिथा पारभ्र भ्राता, श्रीराम लक्ष्मण शाकिणी मार, डाकिनि मार मार, हनुमंत वीर, गुरूकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र इश्वरी वाचा ॥१॥

વિધિ—આ મંત્ર કાગળપર લખીને ઢોલને મોઢે વાધીને ૧૦૮ વાર જપવે। ડાકિની શાકિનીના માથે થપ ટીઓ વાગશે હાક મારતાં દોડી આવશે.

## ડાકિની શાકિની આકર્ષણ મંત્ર

ओम नमो महा योगेन योगनाथाय, शाकिनि फल हक्षाय ॥ अष्ट योगिनी संधि सकल दंडन साधय ॥ बंधय बंधय ॥ मारय ॥ मारय ॥ चुरय ॥ ओम ह्रां ह्रीं ह्रो लां मप घट स्वाहाः ॥ १ ॥

વિધિ—ગુગળનો ગાંગડા લઈ આ મંત્રે કરીને ૧૦૮ વાર મંતરવો, એ રીતે ૧૦૮ વાર મંત્ર બોલી મંતર્યા પછી તેને ખાંડણીઆમાં ઘાલી ખાંડવાથી ડાકણને માથે ઘા લાગશે તેથી દોડતી આવશે અસ્ત્રા લઇ મંતરવો અને આપણા ખોળાપર ભાર દેવો શાકિનીનું માથું મુડાશે,

## શાકિનીને ખેલાવવાનો મંત્ર

ઓમ નમો હનમંત વીર ઉંકાર્ય આયો બાવન મણકી શીલા લાયો ॥ સિ... । હનમંતવાં રાજા લીક મજા બીલ

વિધિ—હનુમાન સામે ૨૧ દિવસ સુધી હરરોજ ૧૦૮ વાર મંત્રનો જપ કરવો, ધુપ દીપ નૈવેદ્ય સમર્પણ કરવું તેથી ઉપલો મંત્ર સિદ્ધ થશે. ત્યારે પછી કોઇના શરીરમાં ની શાકિની ખેલવવી હોય, ત્યારે ચોખાના દાણા ઉપલો મંત્ર ૨૧ વાર જપીને મારવાથી શરીર ઉપરની શાકીની બોલવા ખેલવા લાગશે.

## નજર ઉતારવાનો મંત્ર

હાવે હાતી રણ શિલા ભિક્ષા ॥ વિર દ્દષ્ટ બાંધુ નદી બાંધુ, નાળા બાંધુ, સાતો અન્ન બાંધુ, મરીપાહર બાંધુ, દોદંડી ભગકા નજર બાંધુ, ભુત મેતકો નજર બાંધુ, મેરી ભક્તિ ગુરૂકી સક્તિ સ્ફુરો મંત્ર ઇશ્વરી વાચા સત્યગુરૂકા મંત્ર સાચા

વિધિ—આ મંત્રથી રાખ ભસ્મ સાત વાર મંત્રી કપાળે લગાડવાથી નજર ઉતરશે અથવા કાળા દોરાને ધુપ કરી સાત વાર મંત્ર બોલીને સાત ગાંઠ દેઇ તે દોરો પુરુષને જમણે હાથે અને સ્ત્રીને ડાબે હાથે બાંધવાથી નજર નહી લાગે અને લાગી હશે તે પણ ઉતરી જશે.

## ભુતાદિક કાઢવાનો મંત્ર

ઓમ નમો ઘં ह्रां ह्रीं हुं नमो भूतनायक समस्त भुवन
...ने साधय साधय हुं हुं हुं ॥ १ ॥

વિધિઃ શનિવારથી સાત દિવસ સુધી દરરોજ દીવો કરી ફુલ પતાસાનું નૈવેદ કરી ગુગળનો ધુપ કરીને ૧૪૪ વાર ઉપરનો મંત્ર જપ કરવાથી સિદ્ધ થશે પછી ઉપાલે મંત્ર બોલી મોર પીછાની પીછાની પીછીથી ભુત અને રોગીને ઝાડણી કરવાથી ભુતાદીક જતાં રહેશે.

## ભુતાદિક કેદ કરવાનો મંત્ર.

बंध बंध शीव बंध शिव

વિધિ—ઉપલા મંત્રથી મંત્રીને ભુત પીડિતપર મારવા

## મુઠ મારવાનો મંત્ર,

ओम नमो आदेश गुरुको चंडी चंडी तो उपर चंडी आवते मुंठ करे नवखंडी चकर चकर धरुं चार चकर छे कहा करुं अग्यारीं मोंकोचा चिमेरे साथका कोंचा चितो मुठ विराउं तिमसो साठ मेरी भक्ति गुरुकी शकिव स्फूरो मंत्र इश्वरी वाचा ॥ सत्य. ॥

વિધી—મુઠ આવી હોય તો માંસનો ભોગ આપીને ઉપલો મંત્ર જપીને કહેવું કે—જેણે આ મુઠ મોકલી હોય તેની પાસે પાછી જઇ માર માર માર,

## ભુત પીશાચ દુર કરવાનો મંત્ર

आर बांधु पार बांधु तुवा बांधु लाइत बांधु [illegible] देव बांधु हनुमंत व लवंत डाका पापाप बांधु गुरुकी संगत मेरी भमत चलो मंत्र इश्वरी वाचा सत्य गुरुका शब्द साचा ?

વીધી—ઉપલા મંત્રથી સાતવાર ઝાડી રાખ ભસ્મ મંત્રથી તથા પાણી પણ મંત્રને પીવા આપવું એટલે ભુત પીચાશ બધા દુર થશે,

## ભુત પિશાચ વશ કરવાનો મંત્ર

ओम नमो विर, हनुमान वीर, इवा बांध, लोखंड बांध तलवार धार बांध, पलत , पांव बांध पावके तळबे बांध, जांघे बांध, छाती वांध, पोटरी बांध, कंवर बांध, कंध [illegible] बंध बांध, न. नाडा बांध, ब तर कोठा बांध, बोलतेकी जीभ बांध, मा तेके हाथ बांध, पिंपळका मुंडया बांध, न बांधे तो राम [illegible] सीता ह मानको आण, न चले तेने गुरुकी आण, चलो मंत्र इश्वरी वाचा सत्य [illegible]का मंत्र साचा

વિધિ—ઉપલા મંત્રની સાતવાર ગાડીને રાખ-ભસ્મ મંત્રી લાવવી, અને પાણી પણ મંત્રીને પીવા આપવું એટલે ભુતનો વળગાટ દુર થશે.

## ભુત કાઢવાનો મંત્ર,

**ओम भ्रमर दिनी स्वाहा ॥**

વિધિ—ઈંટના ઉપર એકવીસ વાર લખી ઈંટને સુકવીને સાંબેલાથી કુટવી એટલે શાકણી ડાકણી કે ભૂત બુમ પાડીને નાસી જશે,

## વિદ્યાસિદ્ધિ મંત્ર

**ओम द्रि वेद मातेभ्यो नमः**

વિધિ—સવા લાખ વેળા જપ કરવો, દશાસેન હવન ખીર પંચ સાથે કરવાથી મંત્ર સિદ્ધ થાય એટલે વિદ્યા વધતી જાય, ગોખેલું મગજમાં ઠરી જાય.

## વેપાર વર્ધક મંત્ર

**कालि [illegible] महाकाली सकल सुंदरी जिहा न्हाली चार विर भैरव चा[illegible]सि, तब्रतो पुजु पान मिलाइ, अब बोलो का[illegible]का दुहाइ.**

વિધિ—દરરોજ પ્રાતઃકાળે વહેલા ઉઠી ન્હાઈ ધોઈ સ્વચ્છ કપડું પહેરી ઘીનો દીવો અને અગરબતીનો ધુપ કરી આ મંત્ર ૪૯ વખત જપવાથી ધંધો રોજગાર સારો ચાલે અને લક્ષ્મીની લીલા લ્હેર થાય.

## સ્ત્રી પુરૂષ પ્રેમબંધન મંત્ર

**ओम पति मीयाव वशाव.। स्वाहा: ॥**

વિધિ—નિત્ય એકસોને આઠવાર જપ કરવો એમ જ્યારે લાખ જપ પુરા થાય ત્યારે દસાસેન હવન કરવો એટલે ૧૦૮ દીવસે ફળ પ્રાપ્તી અવસ્ય થાય.

## સર્વ કાર્ય સિદ્ધ મંત્ર.

**नमो सिद्धि विनायकाय सज कायाणी सर्व, विन्ध मस मनामं सर्व राज्य वश्य करणाय, श्री ओम स्वाहा ॥**

વિધિ—આ મંત્રના એકસોને આઠ વખત જપ કરવા અને ગામ જતી વખતેજ જપવાથી સર્વ વિઘ્ન દુર થાય તથ, જે કામમાં ચિતવ્યું હોય તે પણ સુભ થાય ને સર્વ પ્રકારે આનંદ મળે,

## દેહ રક્ષણ મંત્ર

**ओम परब्रह्म प मात्मान मम शरीरे पाही पाही कुरु स्वाहा.**

વિધિ—આપણા કોઈ પણ દુશ્મનની તરફથી મુઠ ચોટ મારવાનો શક હોય તો તેના પહેલાં આ મંત્રનો ૧૦૮ વાર જપ કરવો કે જેથી આપણને કાંઈ પણ નુકશાન થશે નહિ અને શરીરનું રક્ષણ થશે.

## પરદેશ ગમન મંત્ર

ओम नमो अमृतो द्रवे अमृते श्रावय श्रावय, मन मान सम्पाल क्षाम, देह स्वाहाः ॥

વિધ—જ્યારે પરદેશ જઇએ ત્યારે ગામમાં પ્રવેશ કરતાં પહેલાં જમણા હાથની મુઠીમાં સાત કાંકરા રાખી આ મંત્ર સાત વખત ભણવો ને સાત ફુંકો મારવી પછી તે કાંકરા ગામના બાહરે જે ઝાઠ હોય તેને મારવાથી આ પણુને તે ગામમાં અતીશય લાભ થાય.

## મન વાંચ્છીત ફળનો મંત્ર.

ओम नमो सूर्याय सहस्त्र किरणाय, सिद्ध सिद्ध कराय मन वांच्छत पुरव कष्ठ चूरयं चूरयं ओम ह्रिं श्री सूर्याय नमः

વિધ—દરરોજ પ્રાત:કાલે ઉઠી આ મંત્ર ૧૦૮ વાર જપવાથી મન વાંચ્છીત ફળની પ્રાપ્તિ થાય.

## સર્વ સિદ્ધિ મંત્ર

ओम नमो भगवती पद्मावतीः रुपवादिनि, सर्व जन क्षोभणी ओम क्लीं ह्रिं हं स्वाहाः ॥

વિધિ—દરેક કામ કરતી વેળાએ એકવીસ વખત આ મંત્ર જપવાથી કાર્ય થાય તેમજ દરરોજ સવારે દાતણ કરી મુખ ધોઈ આ મંત્ર ભણી પાણીનું આચમન કરવું અને પદમાવતી દેવીની સેવા કરવી.

## વશીકરણ મંત્રો

ओम नमो भगवते वासुदेवाय त्रैलोकनाथ ... रवा-
इनाय मम वश्य कुरु कुरु स्वाहा ॥

વિધિ—આ મંત્રનો સિદ્ધિ યોગમાં ૧૦૮ વાર જપી સિદ્ધ કરી પછી એક સોપારી તેનાથી મંત્રીને જેને તે ખવરાવે તે માણસ વશ થાય.

ओम् चामुंडे जय जय वश्यं करी जय जय सर्व सत्या ...

વિધિ—ગ્રહણના દિવસે આ મંત્રનો દસહજાર વખત જપ કરી સિદ્ધ કરે અને પછી તે મંત્રથી કોઈ જાતનું ફુલ મંતરીને જેને તે ખવરાવે અથવા જેના માથા ઉપર નાખે તે માણસ વશ થાય.

ओम् नमो भगवति मातंगेश्वर सर्व मुखरंजना सर्वेषा महा माये मातंगे कुमारीक नन्द नन्द जीहे सर्व लोकवश-करी स्वाहा ॥

વિધિ—ગ્રહણના દિવસે ધોળી ચણોઠીનું મુળ લાવી મંતરીને પાનના બીડામાં જેને ખવરાવે તે વશ થાય.

## વશીકરણ મંત્ર

ओम ऐं हिं श्री स्वाहाः ॥

વિધિ—બહોતેર હજાર વખત જપ કરી દશાંસેન હવન

કરવો ને જેને વશ કરવું હોય તેનું નામ દેવું એટલે તે વશ થશે ને જ્યાં સુધી આપણને દેખશે નહી ત્યાં સુધી તેને ચેન પડશે નહિ.

## દાઢ દુખતી મટાડવાનો મંત્ર

ओम नमो कामरु च कमला वी ज्यां वसे स्मायल स्मायल योगी पालो गाय, नीत उठी वनमे चरवा जाय. वनमे चरे सुको धुमड जगा न गौरव कायो जामे नफ्फा कीडा सात, सुत सनाला पंछ पंछाला घड पीला मुह काला दाड दांत गाले मसुहा माले मुसुरे पीडा करे तो गुरु गोरख-न. की दुवाइ फिरे ॥

ક્રિયા—આ પ્રમાણે મંત્ર ત્રણ વાર બોલી લોઢાના ખીલાને ફુંકો મારી મંતરવો પછી તે ખીલાને પીંપળાના ઝાડે જડી દેવો. આ પ્રમાણે સાત વખત કરવાથી થોડા વખતમાં દાઢ દુખતી મટી જશે,

## આંખ દુખતી મટાડવાનો મંત્ર

ओम नमो झम यल जहर, म तलाइ आस्तायल पर्व, आइ फुटैन पाके करै न पीडा, यको हनुमंत शैखं हिडा ॥

વિધિ—આ મંત્રને સાતવાર ભણી લીંબુના ઝાડનાં પાંદડા વતી ઝાટકવાથી આંખ દુખતી મટીને શાંતિ થાય છે.

## અંગે ધરૂજ ચડતી ઉતારવાનો મંત્ર

ओम नमो साब्कर्ा छुरी वारका बान ।
छुक नजत मुरसद जवानके आण ॥

ક્રિયા—આ મંત્રને સાત વખત જપી છરીવતી ઉતારવું બાદ તે છરીને જમીનપર અફળાવી તેથી શરીરે ધ્રુજ ચડતી ઉતરી જાય

## સાપ ઉતારવાનો મંત્ર

ओम् नमो गुरु महेश्वर, सिसि अब छायाकि पाणि ॥
पियालि अब कोइ होवनि विष, न होव बोछोका हार ॥
आज्ञा गुरु गोविंदका, कोटि आहाह्य गुरुकि शक्ति मेरी
भक्ति चलो मंत्र इश्वरी वाचा, सत्य कुक्का मंत्र साचा ॥

વિધિ—આ મંત્રને સાતવાર ભણીને પાણી મંતરી જે શખસને સાપ કરડયો હોય તેને તે પાણી કરડેલી જગાએ લગાડવું તથા થોડું પાવું તેની ઝેર ઉતરશે પણ જે શખશે આ મંત્ર સાધ્યો હોય તેણે મોગરી, બંતાક દુધ મગ વિગેરે ખાવું નહિ તેમ પાણીનો રેલો, લાકડું, તથા કીડી કે મંકોડાની હાર ઓળંગી જવી નહિ. નહિ તો મંત્ર જુઠો થઇ જશે માટે સાવધ રહેવું,

## ઝેર ઉતારવાનો મંત્ર

गंगा गौरी दोनु रानी डाकण मारो करी वीष पाणी गंगा विटे गौरी खाय, अढारा भर विष नीविष हो जाय, गुरुकी शक्ति मेरी भक्ति चलो मंत्र इश्वरो वाचा ॥

વિધિ—પાણી મંતરી જેને ઝેર ચડયું હોય તેને તે પાણી પાવાથી આરામ થાય તે ઝેર ઉતરી જાય છે,

## ભુત વશ કરવાનો મંત્ર

ॐ श्री वं वं भू भूतेश्वरी मम वश्य कुरु कुरु स्वाहा ॥

વિધિ—ઝાડે જઈ આવ્યા પછી રહેલું પાણી મુળ નક્ષત્રને દીવસે આવળના ઝાડના મુળમાં રેડવું અને ઉપલા મંત્રનો ૧૦૯ વાર જપ કરવો એ પ્રમાણે લાગલાગટ ચાલીશ દહાડા શુધી કરવું ૪૧ મેં દીવસે પાણી રેડવું નહિ એટલે ભુત પાણી માગવા આવશે ત્યારે ત્રણ વચન માગી લેવાં એમ કરવાથી જ્યારે કામ પડશે ત્યારે ભુત તે કરી આપશે અને હુંમેસાં સેવામાં હાજર રહેશે,

## વીર સિદ્ધિનો મંત્ર

ओम नमो देवलोक दिविस्थान जहां वसे इस्मायल योगी छप्पन भैरव हनुमंत वीर भूत मेत दैत्योकी मारी भगावे पराइ मा त्मावे लाडु पेंडा बरफी सेव सियल पाक

पतासा मिश्री घेवर वा[illegible] लोंगडीका इलायाचे दाना [illegible] दे कालेका उपर हनुमंत मावै पती वस्तुमें चाही वस्तु न लाय तो तेतीस कोटी देवता लाजै भिरची जा बित्रां [illegible] फल हरडै जमी हरडै बांदा मक्कु हारा मुफैर राम वीर बबावै बसतां लक्षमण वीर पुक डापै हात भूत प्रेतको चलावै हाथे हनुमंत वीरको सबके उगावे सैाको सांकि वस्वा ल्यावै नक वै तो एक लाख अस्ती हजाय पीर पेगंबर लजावे ॥

વિધિ--ગામની બહાર અવડ કુવો હોય ત્યાં જઈ હનુમાનની મુકર્તી કરી તેમની આગળ બેસીને ઉપલો મંત્ર ૨૧ વાર જપવો પછી સવાશેરનો ભાખરો કરી ઘી સાકર સહિત મારૂતીને નૈવેદ ધરાવીને આચમન કરવું, પછી આપણે ભોજન કરવું, એકવીસ દિવસ કરવાથી આકાશવાણી થાય જે વરદાન માગીએ તે મળે,

## ભુત પ્રેત બોલાવવા ચલાવવાનો મંત્ર

ओम नमो हनुमंत वीर वइताल डाकिनि शाकिनि घेरी चारो गंगा यमुना हमारा ताण बोलै बकुरै नहीं तो राजा ामचन्द्र लक्षमण कुमार यती ह[illegible]मंतको आण, शब्द साचा पिंड काचा स्फुरो मंत्र इश्वरी वाचा ॥

વિધિ--ચંબેલીનાં ફુલ અને અત્તર ઉપલા મંત્રથી ૩૧ વાર મંતરીને ભુત પિશાચ ગ્રસ્ત મનુષ્યને સુંઘાડવામાં

આવે એટલે તેના અંગ ઉપર ભુત પ્રેત, ડાકિની શાકિની વગેરે હશે તે બોલતાં ચાલતાં થશે.

## ઢોર ભુલું પડ્યું હોય તેનો મંત્ર

कार्तवियार्जुनो नाम। राजा बाहुसहस्त्रवान । तस्य स्मरण मत्रिण । गतं नष्टं च लभ्यते ॥ १ ॥

વિધિ—આ મંત્ર પાટીયાપર કોયલાથી લખીને તેને ધુપ દેઇ જે ખીલે બાંધેલું ઢોર ખોવાઇ ગયું હોય ત્યાં લઇ જઈ; તે ખીલે પાટીયું ઉલટું બાંધવું. એટલે ગયેલું જનાવર પાછું આવશે,

## પેટમાંના રોગનો મંત્ર

ॐ नमो सत्यनाम, सव निफली चोली चली अगममो परा चैलो, मेरी भक्ति गुरुकी शक्ति चलो मंत्र इश्वरी वाचा

વિધિ—આ મંત્રથી રાખ ભસ્મ સાતવાર મંતરીને લગાડવાથી પથરી અને બાળકના પેટમાંના રોગ તથા બીજા સર્વ રોગ સારા થાય છે.

## આંખ દુખતી હોય તેનો મંત્ર

ओम नमो कमल जहर भरी तलाइ अस्ताचल पर्वतसे आइ कुकैण पाक करैन पिडा यती हनुमंत राखै हिडा ॥

વિધિ ઉપલો મંત્ર સાતવાર બોલી બોલીને લીંબડાની ડાળથી ત્રણ દિવસ ઝાડવાથી સારૂં થસે.

## તલવારની ધાર બંધ કરવાનો મંત્ર

ओम नमो धार धार अधर धार धार बांधो सापवा भनी बांधो तीन वार कटे रूमन भीजे चिर खांडाकी धारा को ले गया हनुमंत विर ॥

વિધિ—રસ્તામાંની ધુળ લાવીને ઉપલા મંત્રથી મંતરીને તરવાર ધાર ઉપર મારવાથી ધાર બંધ થશે.

## આગીઓ વૈતાળ પ્રગટ કરવાનો મંત્ર

ओम नमो आगिया विर वैताळ पैठी सातमे पाताल लाव अग्निकी झाल बैठी ब्रह्माके कपाल, मछली चीलुका गली गुसुल हरताल इन बस्तालै चालीम लै चलै सो माता कालीकी आण ॥

વિધિ—ચિલ કામલી માછલાના માંસમાં ગુગળ અને હડતાળ મેળવી તેનો ધુપ રસ્તામાંની કાંકરીને લેઈ ૨૧ વાર આ મંત્ર જપવો અને તે કાંકરીઓ જયાં નાંખશુ ત્યાં આગીઓ વૈતાળ પ્રગટ થશે.

## કુકકુર વિષહરણ મંત્ર

ॐ कुलकुल स्वाहा ॥

એ મંત્રનો ગ્રહણ વખતે ૧૦૮ જપ કરે પછી જેને હડકાયેલું કુતરૂં કરડે તેને પાણી મંતરી સાત કોગળા કરાવે.

એ મંત્ર કારતક સુદી પડવેના દીવસ ૧૦૮ વખત ગણુવો તેથી સીદ્ધ થશે.

## દુગ્ધ વર્ધ્ધમાન મંત્ર

ओम हुंकारिणी प्रसर शतीत

જપે તો સિદ્ધ થાય પછી એ મંત્રથી ઘાસ મંતરી ઢોરને ખવરાવે તો તે ઢોર ઘણું દુધ આપે,

## ગર્ભસ્તંભન મંત્ર.

हिमवंत उत्तरे कुलेकदिशी नाम राक्षसि ॥ तस्याः स्मरण माणेण गर्भो भवति अक्षत ॥

આ મંત્રનો કાળી ચૌદશે ૧૦૮ વખત જપે તો સિદ્ધ કરેલી પછી કુંવારી કન્યા પાસે રૂ કંતાવી તે કાળા સુતરનો દોરો મંતરી ગર્ભિણીની કમરે બાંધે તો ગર્ભસ્થંભ થાય

## સુખે પ્રસવ મંત્ર

ओम श्रावंणो बंचगर्भा च सुखभेम प्रसुयते ॥

એ મંત્રને સર્વણુ નક્ષત્રમાં ૧૦૮ વખત જપે તો સિદ્ધ થાય પછી એનાથી જળ મંત્રી ગર્ભિણીને પાય તો તત્કાળ સુખે પ્રસવ થાય.

## દંતવ્યથા નાશક મંત્ર

वन्हि स्तंभेदग्नीशस्तंमेच्छत त्वचा पिकरालस्तंमेच्छत लोहालोहकार रतंमेद्वज्रके निहाय वज्रधन दांत व्ययाय तो शीवाज्ञाः ॥

એ મંત્રને હોળી પ્રગટવાની વખતે ૧૦૮ વાર જપે સિદ્ધ થાય પછી એનાથી રાખ મંતરી દાંતે ઘસે તો પીડા જાય.

## ડાકીની મંત્ર.

ओम नमो महाकालो जोगिनी पारशाकिनी कल्प त्रृक्षीय दृष्टि योडिनि सिद्धा रुद्राय कालदंडेन साधय सारंय भारय चूरय चूरय अपार शाकिनी सपरीवारं नम ओम ह्री हु हीं कट स्वाहा

આ મંત્ર સ્વાર્થ સિદ્ધ છે. સાધન કરવાની જરૂર નથી પવીત્ર થઈ એનાથી ગુગળને સાત વખત મંત્રી ખાયણીયામાં નાંખી સાંબેલાથી ખાંડે તો એ ઘા ડાકણને વાગે એ મંત્રથી અડદ મંતરી બારણે નાખે તો ડાકણ પ્રગટ જ એનાથી જળ મંત્રી આંખમાં છાંટે તો ખેલવા કુદવા લાગે.

## વશીકરણ મંત્ર.

ओम नमो भगवते वासुदेवाय त्रिलोचनाय । त्रिपुरवाह-
नाय असुकं ममवश्यं कुरु कुरु स्वाहा ॥

ઉપરોકત મંત્રને સિદ્ધિ નામના યોગમાં ૧૦૮ વખત જપે તો સિધ થાય, પછી એ મંત્રથી જેને સોપારી મંત-રીને આપે તે વશ થાય

## તાંબુલ વસીકરણ મંત્ર

ओम नमो भगवती मातंगेश्वरी सर्व सुखरंजनि सर्वेषां हामाये मातंगे कुमारीके नन्द नन्द जिव्हे सर्व लोकं वश्य कारि स्वाहा ॥

એ મંત્રનો ગ્રહણના દીવસે દસ હજાર જપ કરે તો સિદ્ધ થાય, પછી અજવાળી તેરસના દીવસે ધોળી ચણા-ઠીનું મુળ લાવી પાનના બીડામાં ઘાલી તે બીડું મંતરી જેને આપે તે વશ થાય.

## પાણી વશીકરણ મંત્ર

ओम पिशाचारु रुपिप्यैलिंग । परीचुम्बयेत् नागविसिंचयेत्

ઉપર લખેલા મંત્રનો કાળીચૌદની રાત્રે ૧૦૮ વખત જપ કરે તો સિદ્ધ થાય, પછી એ મંત્રથી પાણી મંતરી જેને પાય તે માણસ વશ થાય.

## સુગંધ વશીકરણ મં

तैलं वशाक णं मंत्र—ओम हु स्वाहा॥

એ મંત્રને સોમ પ્રદોષ વખતે ૧૦૮ જપવાથી સિદ્ધ થાય પછી એ મંત્રથી સુગંધી દ્રવ્ય જેવાં કે તેલ અત્તર ધુપેલ વગેરે મંતરીને જેને આપે તેનાપર નાર વશ થાય.

## ભોજન વશીકરણ મંત્ર

ओम नमो कटविकठ घोररूपिणी, अमुकंमे वशमानय स्वाहा

એ મંત્રને ગ્રહણ સમયે દશ હજાર જપે તો સિદ્ધ થાય પછી એ મંત્રથી ભોજન મંતરીને જેને આપે તે વશ થાય,

## લવીંગ વશીકરણ મંત્ર

ओम नमो भगवति चामुण्डे महाहृदय कंपनी स्वाहा

એ મંત્રને આઠમના દીવસે દસ હજાર વાર જપી સિદ્ધ કરે. પછી એનાથી લવીંગ મંતરીને જેને પાનબીડા ાથે આપે તે ખાનાર વશ થાય.

## દ્રષ્ટિ વશીકરણ મંત્ર

ओम नमो भगवति पुरप्रवेशाने पुराधिपतये सर्व जग-
श ंकरीछीमं ओम रांग रीक्लीं वालौ सल्पंचकामबाण सर्व समस्त नरनारीगणं ममवश्य नय नय स्वाहा ॥

એ મંત્રનો આસો સુદી ૮ ના રોજ દસહજાર જપ કરી સિદ્ધ કરી લે, પછી મંત્ર ભણી મુછ મરોડી જેના સામી નજર કરે તે તેને વશ થાય છે.

## યક્ષ તથાજક્ષના ભેદ.

સુલેમાન નામનો પૂર્વે એક મોટો પેગંબર થઇ ગયો હતો તેણે પોતાના પ્રભાવથી ઇશ્વર સ્તુતીના રસ્તાપર લગાડેલા એક વર્ગને યક્ષ યક્ષણી કહે છે. અને બીજો જે વર્ગ ઇશ્વરેચ્છાની વિરૂદ્ધ વર્તે છે તેને જક્ષ જક્ષણી તરીકે ઓળખાવે છે. યક્ષ યક્ષણી દરેક મનુષ્ય પ્રાણીનું ભલું કરે છે. ત્યારે જક્ષ જક્ષણી મનુષ્ય પ્રાણીને દુઃખજ દેવામાં તત્પર રહે છે. યક્ષ વર્ગ ભલાઇ માટે પ્રખ્યાત છે, અને જક્ષ વર્ગ બુરાઇ કરવામાં જાણીતો છે, આ બન્ને વર્ગને આકાશમાં ઉડવાને પાંખો તથા માથે શીંગડાં હોય છે.

## યક્ષિણી સાધન

इश्वर उवाच-अथ ते कथयिष्यामि याक्षणीसाधनं वरम्
यस्य सिद्धा नराणां च सर्वे सन्ति मनोरथा ॥

શિવજી બોલ્યા-હે દેવી! હવે હું અતિ શ્રેષ્ઠ એવું યાક્ષણી સાધન કહું કે જે સિદ્ધ થવાથી મનુષ્યોના સર્વે મનોરથ પુર્ણ થાય છે.

आपाढ पुणिमायां तु कृत्वा क्षोरादिका क्रिया ॥
सितेज्ययोरमोढये तु साधयेधक्षिणीं नर ॥
पतिपा नमारम्य श्रावणेन्दु बला न्विते ॥
मास मात्र मयोगोयं निर्विघ्नेन विधि चरेत् ॥

અસાડી પુનેમના રાજક્ષોર—હજામત વિગેરે ક્રિયા કરાવીને તઈચારી કરે. જે વર્ગમાં શુ એને ગુરૂનો અસ્ત શ્રાવણ માસમાં ન હોય તેવા વર્ષના શ્રાવણમાસમાં સાધક ને જો બળવાન ચંદ્રબળ હોય તો સુદ પડવેથી આ પ્રયો-ગનો આરંભ કરી એક માસ પર્યંત નિર્વિઘ્નપણે પ્રયોગ આચરે તે એવી રીતે કે—

निर्जने बिल्पवृक्षस्य मुल कुर्याच्छिवाचनं ।
षोड रुप चारैस्तु रुद्रपाठ समन्वितम् ॥
त्र्यम्ब , त्व ... य जपं पंच सहस्रकम् ।
दिवसे दिवसे कृत्वा ...बेरस्य च पूजनं ॥

નિર્જન—માણસની વસ્તી વગરના એકાંત વનમાં જઈ બિલીના વૃક્ષના મુળમાં રૂદ્ર પાઠના ઉચ્ચારપુર્વક ષોડશોપ ચારથી શ્રી શિવજીનું પુજન કરે, પછી "त्र्यंबकंयजामहे" ॥ એ મ્રત્યુંજયમંત્રનો પાંચ હજાર જપ તથા કુબેરનુ પુજન કરે. પછી કુબેરની પુજાના અંતે કુબેરની પ્રાર્થનાનો મંત્ર એકસો આઠ વખત જપ જપે તે મંત્ર—

मंत्र—यक्षराज [illegible] संकर मेय बांधव ॥
एकांमे वशगां नेत्य यक्षीणी कुरुते नमः ॥

બ્રહ્મચર્યને ધારણ કરી, મૌનપણાથી માત્ર હવિષ્યાન્નનું (દુધ ભાત) ભોજન કરી દિવસના શિવપુજન, કુબેર પુજન. ત્ર્યંબક જપ, કુબેર મંત્ર જપ, વગેરે કર્મ કરે પછી જ્યારે રાંત પડે ત્યારે રાતના વચલા બે પ્રહરોમાં તે બિલીના ઝાડપર (નિંદ્રા ત્યાગી અલ્પઆહાર કરીને) બેસે અને નીચેના યક્ષિણી મંત્રનો જપ કરે.

मंत्र—ॐ क्ला ह्री ऐं ऊ श्री महायक्षिण्ये सवैश्वर्यधे मदानमः

એ યક્ષણી મંત્રનો દરરોજ રાતના બિલીના વૃક્ષપર બેસીને ત્રણહજાર જપ એક માસ પર્યંત આળસરહિત કરે અને મદિરા, માંસ તથા અન્ય સર્વે બળિદાનની ચીજો દરરોજ મંત્ર જપવા વખતે પોતાની પાસે વૃક્ષ ઉપરજ રાખે કારણકે અનેક પ્રકારનાં રૂપોને ધારણ કરવાવાળી તે યક્ષણી કોણ જાણે કયા દિવસે ત્યાં આવીને બલિ વીગેરે માગશે તેનો નિયમ નથી માટે સદૈવ પાસેજ રાખે, જ્યારે યક્ષણી ત્યાં આવે અને કદાચ અનેક પ્રકારની લીલાઓ કરવા માંડે તો તે દેખીને સાધક ભયભીત થાય નહિ, પરંતુ એક ચિત્તથી જપ કર્યા કરે, પછી જ્યારે યક્ષિણી બળીદાન માગે ત્યારે તેને તે આપે, બળીદાન ભક્ષ કરી સંતોષ પામી જ્યારે યક્ષિણી વરદાન માગવાને કહે ત્યારે જે મનમાં ઇચ્છા

હોય તે વરદાન માગી લે, ધન લાવી આપવાને કહે. અથવા નાના પ્રકારના વૈભવ ભોગવવાને કે હમેશાં આવી સુંદર નૃત્ય કરી જવાને વરદાન માગે, અથવા કોઇ અમુક પ્રાણીને મનુષ્ય લાવી આપવાને કહો કે રાજાને વશ કરી આપવા અથવા વિદ્યા યક્ષ બળ એકની વૃદ્ધના સારૂ અથવા બીજી જે કાંઈ સાધકના મનમાં ઇચ્છા હોય તે પુર્ણ કરવા સંબંધી વરદાન માગે, જો યક્ષણી પ્રસન થઈ હશે તો માગેલું વરદાન અવશય દેશે, જો સાધકે એકલાથી આ પ્રયોગ બધો ન કરી શકાય તેમ હોય તો બ્રાહ્મણોની પાસે કરાવે અગર તો આ દેવોએ પણ પુજીત એવી પ્રયોગને બાહ્મણોની મદદ લઇને સિદ્ધ કરે. જ્યાંસુધી આ પ્રયોગ સિદ્ધ કરે ત્યાંસુધી દરરોજ ત્રણ કુમારિકાઓને ભોજન કરાવે. જો યક્ષણીની પાસે ધન માગ્યું હોય તો તે પ્રાપ્ત થએલા ધનનો સદરધન સત્કર્મમાં ઉપયોગ કરે કારણ કે તે ધનને કુમાર્ગે વાપરવાથી સિદ્ધિ જતી રહે છે.

## સર સુંદરી સાનધ

पवित्र गृहं गत्वा पुर्जम कृत्वा मुक्कु ? पदत्वा।त्रेससन्ध्यं पुजयेत् सहस्त्र नित्यं जपेत ॥ मासाभ्यन्तरे आगताये चन्दनो फदेनाधादेयः । माता भगिनी भार्या कृत्वं करोती । यदा माता भवति सिद्ध द्रव्याणि ददाति ।यदि भगिनी भवित तांदाम

पुर्वकलं ददाति । यदि भार्या भवति तर्हि सर्वैश्वर्य सर्वेषां परिपुरयेत् ॥ वर्जये न्यस्त्रो सहशयनं ॥ अन्यथाविनश्य ते-मंत्रः ॐ ह्रीं आगच्छ सुरसुंदरी स्वाहाः ॥

સરસુંદરી યક્ષણી સાંધન પવિત્ર ઘરમાં જઈ શરસુંદરીનું સ્થાપન કરી ષોડશોપચારે પુજન કરી ગુગળનો ધુપ દે, એ મુજબ ત્રણે સંધ્યાઓમાં પુજન કરે અને રાત્રિના સમયે ઉપરના મંત્રનો દરરોજ એક હજાર જપ કરે એક મહિના પછી યક્ષિણી આવે ત્યારે ચંદન જળનો એટલે ચંદન મિશ્રીત જળનો અર્ઘ્ય દે, પછી યક્ષિણી વરદાન માગવાને કહે ત્યારે માતા, બેન અથવા સ્ત્રી સ્વરૂપે પ્રસન્ન થવાને કહે, જો માતા ભાવે પ્રસન્ન થાય તો સિદ્ધ દ્રવ્યને આપે છે અને જો સ્ત્રી સ્વરૂપે પ્રસન્ની થાય તો સર્વ ઐશ્વર્યથી પરિપૂર્ણ કરે છે,

## મનોહારી સાધન મંત્ર

ओम आगच्छ मनोहारी स्वाहाः ॥

नदी संगमं गत्वा चन्दनेन मंडल कृत्वा अमरु धुपंदत्वं मासकोप रे आगताये पुनवेत ॥ सहस्त्र नित्यं रात्रै जयेत् । यदा आगच्छवि तदाचंदन नार्घोदीयतो पुष्पफलैरेकचिते नार्चन कर्त्तव्यम् । अर्धरात्रे नियत मागच्छति । आगतष्यां तत्यमाश हि सुवर्ण सत च [illegible]नं दादति ॥

મનોહારી સાધન—જ્યાં આગળ બે નદીઓનો સંગમ થતો હોય ત્યાં આગળ જઈ ચંદનથીમંડપ કાઢી મધ્યે મનોહારીનું સ્થાપન કરે પછી અગરબતીનો ધુપ કરી ષોડશોપચારથી તેનું પુજન કરી રાત્રે દરરોજ એક હજાર મંત્ર જપ્યા કરે, મંત્ર જપતી વખતે ધુપ અગરબતીનો અખંડ ચાલુ રાખે, એ રીતે એક માસ વીત્યાબાદ જ્યારે યક્ષણિ આવે ત્યારે તેનું પૂજન કરે, ચંદનનો અર્થ દે ફુલ ફળાદિ અર્પણ કરે, પછી તે પ્રસન્ન થાય છે તે દરરોજ ઘણુ કરીને અર્ધરાત્રીએ અગર તેની લગભગના નિમિત વખતે આવ્યા કરે છે અને સાયકને દરરોજ એકસો સોના મહોરો આપી જાય છે તેનો સાધક સત્કર્મમાં વ્યય કરે, કારણ અશુભ કાર્યમાં વ્યય કરવાથી સિદ્ધિ જતી રહે છે, અને પોતે દુઃખી થાય છે.

## લક્ષ્મી યક્ષીણી સાધન.

ओम ऐं लक्ष्मीं श्रीकलघारि गोहंस स्वाहा ।

स्वगृह संस्थितैारक्तैः करवीर मसुनकैः ॥

लक्ष्मावर्त्तचन्मत्री यत्र कृत्वा दशांशतः ॥

होमे कृते भवेत्सिद्धि लक्ष्मीनाम्नीस यक्षिणी ॥

तुष्टारसाधनं दिव्यं धन धान्यं च गच्छति ॥

લક્ષ્મી યક્ષિણી સાધન સાધક પોતાના ઘરમાં એકાંત સ્થળેથી લક્ષ્મી નામ ક્યાક્ષણીનું સ્થાપન કરે, પછી તેનુ

ષોડશોપચાર પુર્જન કરી દરરોજ યથાશક્તિ મંત્રનો જપ કર્યા કરે, ઉપરનાં એક લાખ જપ પુર્ણ થાય ત્યારે લાલ કરેણાનાં પુષ્પોથી દસ હજાર આહુતી મંત્રોચ્ચારથી આપી હોમ કરે, જેથી લક્ષમી નામે યક્ષિની પ્રસન્ન થઇ દિવ્ય રસાયન અને ધન ધાન્યાદિકનું સારૂં સુખ આપસે.

## સુલોચના યાક્ષિણી સાધન

ओम [illegible]लोचने सिद्धि देहि स्वाहाः
नथोतीरे स्मीतो लक्ष त्रयंमंत्री जपेन्मुनुम ॥
घृतहोमं दशांशेन कृत्वा देवी प्रसिदति ॥
ददाति पादुका युग्मं शीघ्रमायाति याति च ॥

સુલોચના યક્ષિણી સાધન—સાધક નદીના કીનારાપર જઇ દરરોજ સુલોચના યક્ષિણીના મંત્રનો યથાશક્તિ જપ કરે જ્યારે ત્રણ લાખ મંત્ર થઇ રહે ત્યારે ઘીથી દશાશ હોમ કરે તો સુલોચના યક્ષિણી પ્રસન્ન થઇ બે પાદુકાઓ આપે જેના પ્રતાપથી દુરદેશ જવા આવવાને સાધક સામર્થ્યવાન થાય,

## ક્ષેત્રપાળ પ્રયોગ

શુદ્ધ જગાએ એકાંતમાં સાધ્ય વિધિપુર્વક કળશ સ્થાપન કરી પાચ જાતનાં ફળ, પાંચ જાતનાં ફુલ. પાંચ જાતના અક્ષત–ચોખા વીગેરેથી પુજા કરી નિત્ય

मंत्री—ओम् क्षा क्षी क्षुं क्षैं क्षौं क्षः ॥

આ મંત્રનો એક હજાર વખત જપ કરે એ પ્રમાણે છ લાખ જપ કરવાથી પુત્રહિન પુત્ર પામે, કન્યા ઉત્તમ પતિ પામે, કામણ ટુમણથી પીંડાતો મનુષ્ય સુખી થાય, વિધ્નો નાશ પામે અને વ્યાપાર રોજગારે તથા નોકરીથી પાંચ પૈસા વધારે કમાતો થાય

## રતિપ્રિય રૂ.ધન મંત્ર

पटेर्चित्ररूपिणी लिखित्ववाकनकवस्त्र सर्वालंकार भूमिता उत्पल हस्तां कुमारी णातोफेलन पुजयेत ॥ यदि भगिनी भवती सदायोजन मात्रा—त्मानीय समर्थपती वस्त्रलंकार भोजन ददाति ॥

રતિપ્રિયા યક્ષિણી સાધન—એક વસ્ત્રપર ચિત્રરૂપે રતિપ્રિયાને કાઢી સ્થાપન કરે પછી સુવર્ણ વસ્ત્રાદિ સર્વે અલંકારોથી ભુવિષિત હાથમા કમળધારિણી એવી કુમારિનું જાયફળ સહિત પુજન કરે, પછી રાતે ઉપલા મંત્રનો જપ કરે, યક્ષિણી આવીને બહેન ભાવે પ્રસન્ન થશે તો ૧૦૦ ગાઉ છેટેથી લક્ષમી લલના લાવી આપશે તેમજ,વસ્ત્રાલંકાર તથા ભોજન આપશે,

## પીર વશ કરવાનો મંત્ર

ओम नमो उस्ताद गुरुकुं बिसमल्ला रहेमान रहीम पीरवि

रहना फूलविरहना, धंधूकार सवासेरका तोसा खाय. अस्सी कोसका धावाकरे, सातसे कौतकआगे चले, सातसै फुत्तक पीछे चले छप्पनसे छुरी चले, बावनसै वीर चले, जिसम गढ गिजनीका पीर चले, औरकी धजा उखाडता चल, अपनी धजा टेकता चले, सुतेको जगावता चले बैठेको उठावता चले, हाथोमें हथकडी गेर पैरामें पैरकडी गेरै. हल्लाल मांही दीठ फरै, मुददार मांही पीठ करै कलवान नबीकु याद करौ ओम ओम् नमः ठः ठः स्वाहा ॥

## પીર વશ કરવાનો મંત્ર.

વિધિ—ગ્રહણની રાતથી એ મંત્ર જપવાનો આરંભ કરે હરરોજ ૧૦૮ વાર જપે, લોબાનનો ધુંપ કરે અકલગરાની માળાથી મંત્ર જપે, એકાંત ઓરડીમાં લાકડાનો બાજઠ ઢાળી તે પર લીલું કપડું સવા હાથ પાથરી તેના પર સવાસેર ચોખાની કબર બનાલી તે કબર પર ધોળું કપડું હાથસવા ઓઢાડી તેનાપર લીલું કપડું હાથ સવા ઓઢાડે ઉપર કપુર કાચ્છલીનો ભુકો છાંટે. દીવો ઘીનો કરી આથમણુ મુખે મુકી સવાસેર મીઠાઇનો ભોગ ધરે ચમેલીના કુલોની માળાચડાવે, મંત્ર દીવસ બેતાળીસ જપે તો પીર પ્રત્યક્ષ હાજર હાજર થાય, તેમને જોઇ ડરે નહી અને ધીરજથી વરદાન માગી લે. જેથી જ્યારે જ્યારે કામ પડે ત્યારે હાજર થઇ

કરી આપે; ગ્રહણને બદલે ૨૧ મા રોજથી આરંભ કરે તો પણ અડચણ નથી.

## આગીઓ વૈતાળ સાધવાનો.

ॐ नमो वीर बेताल वसोपाताल मुख शसा मनकी जवालज्वल जलती जले और वलवलती वल धर धुधुंकार करे हुहू करतो फरे सवागणको सांकळ लोहका गोळा राखे ठिकरनाथ वाला भोला दुहू फट स्वाहा ॥

વિધિ—કાળી ચૌદશની રાત્રે ગુગળનો ધુપ લઈ નદી કીનારે જવું, ધુપ નદીના કીનારે કરવાથી આકાશ તરફથી એક અગ્નિનો ગોળો હું હું શબ્દ કરતો સડસડાંટ આવતો જણાસે તે પ્રત્યક્ષ દેખાય એટલે પાણીમાં ડુબકી મારી જવી એટલે વૈતાળ પોતાનું રૂપ ધરી કાંઠે ઉભો રહેસે તે કહેસે કે માગ માગ; એટલે કહેવું કે માગું તમારૂ વચન જ્યારે સમરૂં ત્યારે સહાન થજો! એમ કહી પાછી ડુબકી મારી પોતાની ટચલી આંગળી માત્ર બહાર રાખવી તેમાં પ્રવેશ કરસે પછી કામ પડે ત્યારે ઉપલો મંત્ર ભણી તે આંગળી તરછોડવાથી અગ્નિ પ્રકટ થઈ ધારેલી વસ્તુને બાળી મુકશે.

## વીર સાધવાનો મંત્ર.

लीला घोडा लीला पलाण लीला नेना लीला निशान सनाजकी टोपी पहेरे त्यां भाणवीर अस्वारी करे, संचापालीको टुका खावे, एशीग उपर धारण मारे.

વિધિ—બળેવના દીવસે કોઇનો ઘડો ફુટી ગયો હોય તેનો કાંઠલો સંઘરી રાખવો પછી ધનતેરસના દીવસ સવા પાલી ઘઉનો લોટ લઇ ત્રણ ગામને તરભેટે જવું. ત્યાં તે લોટનો રોટલો બનાવી ત્રણ દીશાએ ફેંકી દેવો અને લો-બાનનો ધુપ કરી મંત્ર ૧૦૮ વખત જપવો, પછી ગાયો ગામમાં આવતી વખતે પેલો કાંઠલો જોડે લઇ ગયા હોઇયે તેમાંથી ઢોરો આવતાં હોય તે તરફ દુરબીનની માફક જોયાં કરવું છેલ્લા ઢોરની વાગે લીલા છેડા ઉપર લીલા પોસાક વાળો એક જબરદસ્ત વીર આવતો જણાશે, તેના માથે સવાગજની લીલી ટોપી હસે તે પાછળ જઇને ચાલાકીથી ખેંચી લેવા, એટલે તે વીર ટોપી માટે કાલાવાલા કરસે. પણ આપવી નહી તેથી છેવટ તે વીર વચન માગવા કહેસે ત્યારે માગી લેવું કે હું સમરૂ ત્યારે હાજર થવું, જયારે સમરશો ત્યારે વીર હાજર થઈ ધારેલા કામ કરી આપશે.



# ભાગ ૨ જો.

## દરેક રોગો ઉપર પરચુરણ દવાના ટુચકાઓ.

---

**પ્રમેહનો ઉપાય**—ઇલાયચી અરડુસાની છાલ, પાષાણભેદ, ધોળા એરંડાનાં મુળ શીલાજીત આમલસારો શોધેલો ગંધક જવખાર ફટકડી સાકર એ સરખા ભાગે મેળવી વસ્ત્રગાળ ચુર્ણ બનાવી તેમાંથી સવાર સાંજ ઠંડા પાણી સાથે બેઆની ભાર લેવું મરચું મીઠું ખટાશ વીગેરે બીલકુલ ખાવું નહી.

**અર્શનો ઉપાય**—ગુલાબ તોલા ૫ મોટી હરડે તોલા ૫ હીમજી હરડે તોલા ૩ સફેદ રાઈ તોલા ૦ાા એ સઘળી ચીજો લાવવી ગુગળને પાણીમાં ધોઈ બીજી દવાઓ બારીક ખાંડી ગુગળમાં મેળવી દેઇ તેની વટાણા જેવડી ગોળીઓ બનાવવી દરરોજ તેમાંથી ૦ાા તોલાની માત્રાએ ગોળીઓ ગળવાથી અર્શ દુર થાય છે.

બીજો ઉપાય—કાળાં મરી તોલા ૧૫ સવા શેર ૧ મધ શેર ૧ હવે સવા તથા કાચા મરીને બારીક ખાંડી

વસાગાર ચુરણ બનાવી મધમાં ચાટણુ બનાવી ચાટવું દિવસમાં બે વખત ચાટવું પ્રમાણુ દરેક ટાઈમે ૦॥ ભારનું સમજી લેવું

**લગાવવાનો ઉપાય**--મીણુ તોલા ૧ માચાંનો ભુકો તોલો ૦॥ તથા મીઠું તેલ તોલો ૧ એ ત્રણે જણસોને મસરી તેનો મલમ બનાવવો અને તે હરસ ઉપર ચોપડવો

**જળંદરનો ઉપાય**--ડુંગળીનાં બીજ તોલો ૧ દરરાજ ખાંડીને પાણી સાથે ત્રણુ મહીના આપવાંથી સઘળું ભરાએલું ખરાબ પાણી ઝરી જશે.

બીજો ઉપાય-લસણુની કળીઓ છોલીને મધમાં નાંખવી જયારે તે અથાઇ રહે એટલે તેમાંથી દરરોજ ૦॥ ભારના આશરે ખવડાવવું એક માસથી દોઢ માસ સુધી આ પ્રમાણે કરવાથી જળંદર મટી જાય છે.

**દાઝેલાનો ઉપાય**—ઈંડાંને સરકા સાથે મેળવી લગાવવાથી સારૂં થાય છે.

બીજી રીત-ગાયના ઘીને સો વખત ધોઇ ધોળો કાથો મેળવી લગાવતાં સારૂ થઈ જાય છે તથા કુંવરનો ગર્ભ ચોપડવો અથવા કોયલાની ભુકી ઘીમાં લગાડવી.

**વાળાનો ઉપાય**—વીદારી કંદને છાશમાં વાટી વાળા ઉપર બાંધવાથી વાળો મટી જાય છે અથવા કૌચનાં પાંદડાંને

મીઠા જોડે વાટી બાંધવાથી વાળો ગળી જઈ આરામ થાય છે.

**અવાળુનો ઉપાય**—મ્હોંમાં લવિંગ રાખવાથી અવાળુ નરમ પડે છે અથવા ટંકણખાર દાંતે ઘસવાથી સારો આરમ થાય છે.

**નાસુરનો ઈલાજ**—અરણીના પાંદડાંનો રસ કાઢી તેમાં રૂના પેલ બોળી મારવાથી સારૂ થાય છે. એક વખત ઉખડી જાય તો બીજી વખત લગાવવાથી ફાયદો થાય છે.

**કોડનો ઉપાય**—ઉબરાની અંતરછાલ છાંયડે સુકવેલી શેર ૬ અને બાવચી શેર ૨ એ બે ચીજોને ખાંડી વસ્ત્ર ગાળ ચુરણ કરી તેમાંથી દરરોજ નવટાંકના પ્રમાણમા ફાકે તો સરવે જાતના કોડ જાય છે

**બીજો ઉપાય**—મેંદીનાં ફુલ અને પાંદડા ઉકાળી તેનું સત્વ કહાડી કોડના રોગમાં દીવસમાં બે વખત અડધા ચમચાની માત્રામાં આપવામાં આવે તો કોડ રોગ નાબુદ થાય છે.

કસુવાવડ થઇ **જતી અટકાવવાનો ઉપાય**—માલ કાંકણીના મુળને કમરે બાંધી રાખવાથી અધુરા માસે ગર્ભ પડી જતો નથી અથવા કોચના બીજ નીમાળા ગર્ભ વાળી સ્ત્રી પહેરી રાખે તો પણ આ ભયથી મુક્ત થવાય છે આ માળા રેશમના લાલ દોરાથી પરોવવી જોઇએ

**કૃમિ મટાડવાનો ઉપાય**—કિરમાણી અજમાને પાણી સાથે લેવાથી કૃમી નાશ પામે છે અથવા પાંચ તોલા દાડમની છાલ બશેર પાણીમાં નાખીને એક શેર પાણી બાકી રહે ત્યાં સુધી ઉકાળીને તે ઉકાળો થંડો થયા પછી અડધે અડધે કલાકે એક એક પ્યાલો પાવો અથવા ૨ ઔંસ પાણીમાં ૨૦ ગ્રેન ગુંદરનો ભુકો અને ૪૦ ટીપાં ટરપેન ટાઈન પીંગળવાથી તેમાંથી દર ત્રણ કલાકે બે ચમચી જેટલું ઉમરના પ્રમાણે પાવું દરદીને ખજુર સાકર ખાવાની મનાઈ કરવી જેથી કૃમી રોગ નાશ પામશે

**ખસ ( ખુસલી ) નો ઉપાય**—બાવચીના બીજનો બારીક ભુકો અને સરસીઉં તેલ સરખા ભાગે મેળવી ઘું-ટીને શરીરે લેપ કરવો ( ખુબ માલીશ કરવું ) અને તડકામાં ફરવુ પછી ઠંડા પાણીએ નહાવું એ પ્રમાણે ચારેક દહાડા કરવાથી ખસ મટે છે.

બીજો ઉપાય—સીંદુર અને મરી સરખાવજને ભેંસના માખણમાં મેળવી અંગ પર લગાવવુ અને પછી ગરણુ પાણી થી નાહિ નાખવું એવી રીતે ત્રણ દીવસ કરવાથી ખસજાય

ત્રીજો ઉપાય—મેંદીનાં પાંદડાં વાટી લેપ કરવો અથવા રતાંજળી ચંદનને મધમાં ઘસી લેપ કરવો અથવા પીત પાપડો લીંબુના રસમાં ઘુંટી લેપ કરવાથી અથવા ગંધક

મોરથુથુ પુવાડના બીજનો ભુકો વાટી કપડછાણુ કરી તેમાં એક દીવસ ઘુટી લગાવવાથી ગમે તેવી ઘોડા ખસ પણ મટી જાય છે.

**ગાંઠવાળાં ગુમડાંનો ઉપાય**—ઝેંઝીની છાલનો ઉકાળો યોગ્ય પ્રમાણમાં પાવામાં આવે તો તે મટી શકે છે ઓછામાં ઓછા આઠ દીવસ તો આ ઉકાળો પાવોજ અથવા હરડાં બહેડાં આંમળાં ધાણી સુખડ એ સરખા ભાગે લેઇ ખોખરાં કરી એક માટીના વાસણમાં પલાળી એક રાત દહાડો રહેવા દઈ બીજા રોજ સવારના ગાળી એ પ્રમાણે એક અઠવાડીયું પીવાથી ગમે તેવાં ભરનિંગળ અથવા તો વારે વારે નીકળનારાં ખરાબ ગુમડાં મટી જાય છે.

**ટાઢીયો એકાંતરીયો તાવ કાઢવાનો ઉપાય**—ધોળી કરેણીનાં મુળ અને આકડાનાં મુળનું સમ ભાગે ચુર્ણ કરી તેમાંથી દરરોજ અડધી રતી બે વખત થઈને લેવાથી તાવ જતો રહે છે ખારૂ ખાટુ ખાવું નહિ.

**બીજો ઉપાય**—તાવ આવતા અગાઉ (૧૨ કલાક આગમચ) ક્વીનાઇન લીંબુના રસ જોડે લેવાનું શરૂ કરવું તે એવી રીતે કે ત્રણ ત્રણ કલાકના છેડે પાંચ ગ્રેન પ્રમાણે લેવાથી તાવ આવતો એકદમ અટકી જાય છે.

આ ક્રિયા ચાલુ કરવા પહેલાં એરંડીયાનો જુલાબ

લઇ પછી શરૂ કરવો જોઇએ પથ્થ તેલ અડદ ઘણી ખટાસ મરચું એવા પદાર્થો ખાવા નહિ.

**પગ તળીયાંની બળતરા દુર કરવાનો ઉપાય**—મેંદી અને સુખડના તેલનું મર્દન કરવાથી મટે છે.

**મોઢાની ગરમી દુર કરવાનો તથા આવેલા મોંને રૂજવવાનો ઉપાય**—જવાસાનો ઉકાળો અથવા કલોરેટ ઓફ પોટાશ ૩૦, ગ્રેન પરમેગ્નેટ પોટાશ ૫ ગ્રેન પાણી શેર ૧ાા માં પીગળાવી તેના કલાકે કલાકે કોગળા કરવાથી ગરમી હણાઇ જાય છે. તેમજ બાવળ, ઉંબરો આવળનાં છોલાં કાથો અને ફટકડી મેળવી ઉકાળો કરી કોગળા કરવાથી મોંની ગરમી દુર થાય છે.

**જયેત પ્રદર મટાડવાની રીત**—સેમળાના ફુલને ઘીમાં તળી ખાવાથી આ દરદ મટે છે.

**ક્ષયનો ઉપાય**—કેળના થડીયાનો રસ કાઢી દરરોજ સવાર સાંજ અને બપોર એ પ્રમાણે દીવસમાં ત્રણ વખત દર ટાઇમે અધોળના પ્રમાણમા પાવાથી સારૂં થાય છે.

**શળેખમ (શરદી]નો ઉપાય**—સળેખમ થએલું જણાય કે તુરત એક તોલો મરી વાટી ઘણાંજ બારીક કરી ચાર તોલા દહીમાં મેળવી ચાટી જવાં આખો દિવસ કાંઇ પણ ન ખાતાં ફક્ત શીરો એકલોજ મોડી ભુખ લાગવા

આવે ત્યારે ખાવો જેથી એક દીવસમાંજ આ નઠારો રોગ નાબુદ થાય છે.

ઉલટીનો ઉપાય—પીંપળાનાં લાકડાંને બાળી રાખ કરી તેમાં પાણી નાંખી ડહોળી ઠરવા દેવું ઉપરનું પાણી નીતારી ગાળી તે પાણી પીવા માટે આપવું એટલે વારે ઘડીએ એ પાણી પીવા આપવાથી ઉલટી બંધ થાય છે અને રાઇનું પલાસ્ટર છાતી ઉપર મારવું તેની રીત એવી છે કે રાઈ વાટી ઘુંટીને એક બારીક કપડા ઉપર લપેટી છાતી ઉપર મુકવું વધારે બળે તો ઉઠાવી લેવું તેથી ઉલટી નાબુદ થાય છે.

ઉટાંટીયાનો ઉપાય—ઘોડાવજનું ચુરણ ૫ થી ૨૦ ગ્રેનની માત્રામાં આપવું.

બીજો ઉપાય—ફટકડી અથવા મીંઢળનો ગર્ભ ઉલટી થવા માટે આપવો.

કમળો—કડુનો ઉકાળો પાવાથી દુર થાંય છે તેમજ સોડાબાય કાર્બ અને ખાંડ સરખા ભાગે મેળવી ખાવાથી કમળો દુર થાય છે.

અજીર્ણનો ઉપાય—પહેલાં એક હલકો જુલાબ આપવો પછી રેવંચીનો શીરો ૪ માસાતજનો ભુકો ૪ માસા શીકો તરીયો એળીયો માસા ૪ તથા વિલાયતી સાબુ

૪ માસા એ સર્વેને ખુબ બારીક વાટી તેની ૬૦ ગોળીયો બનાવવી અને તેમાંથી દરરોજ સુતી વખતે ૨ થી ૫ સુધી ખાવી તેથી અજીર્ણ મટી જશે હલકો ખોરાક ખાવો,

**અફીણના ઝેરનો ઉપાય**—ઉલટીઓ કરાવવી અથવા અરણીનો રસ ૪ તોલા અથવા કારીઆસરસના છોડાંને ઘસીને ચાર તોલા પાઇ દેવો જેથી અફીણનું ઝેર ઉતરશે.

**ચુંકનો ઉપાય**—છહરડાંને ખાંડી તેમાં થોડી એક તજ નાંખી શેર ૧ાા પાણી મુકી ઉકાળતાં નવટાક પાણી રહે એટલે ઉતારી પાવાથી બેચાર સારા દસ્ત આવી પેટનો વીકાર દુર થશે.

**ગાંઠા વાળાં ગડ ગુમડાનો ઉપાય**—આમલીના કચુકાને પાણી સાથે વાટી ગુમડાં ઉપર લેપ કરવાથી ગુમડું જલદી પાકીને ફુટી જાય છે ( ૨ ) ગુમડાં જલદી પકવવા માટે પુંવાડીયાના છોડનાં પાંદડાં વાટીને તેની પોટીસ બાંધવાથી પણ જલદી ફાયદો જણાય છે ( ૩ ) ખાખરાના પાંદડા ઝીણાં વાટી બાંધવાથી પણ ગુમડાને વીખેરી નાંખે છે

## બચ્ચાંને ઝાડો મટાડવાની રીત

લીંબુની ઝાડની છાલનો રસ બકરીના દુધ સાથે આપવાથી ઝાડો મટે છે. (૨) જાબુના રસના સરબતથી પણ ઝાડો મટી જાય છે(૩) હરડે ૦) = ભાર સવારના અને ૦) = સાંજની મળી પાવલી ભાર આપવામા આવે તો બચ્ચાંનો ઝાડો

મટે છે ( ૪ ) લાંબા દહાડાનો ઝાડો હોય તો પણ ખાખ સાના શુંદરને બે ત્રણ ઘઉં ભાર આપવામાં આવે તો ઝાડો જલદી મટી જાય છે

**બચ્ચાંને દાંત ફુટતી વખત આવતો તાવ**—પુંવાડીયાના છોડનાં પાંદડાંને ઉકાળી તે પાણી ૨ દ્રામના પ્રમાણમાં આપવાથી તાવ મટી જાય છે

**સંધીવાનો ઉપાય**—કણુજીના તેલથી સાંધા વાળા ભાગને માલીસ કરવું તથા સરગવેલના તેલથી માલીસ કરવાથી પણ સારો ફાયદો થાય છે.

**દુખતા દાંતને બંધ કરવાનો ઉપાય**—લવિંગના તેલમાં રૂનું પુમડું બોળી દુખતા દાંતના થડમાં ફેરવવાથી ઘણો ફાયડો કરે છે તથા આકડાના દુધમાં મધ મેળવી તે દાંત ઉપર લગાવવાથી ફાયદો કરે છે.

**દાદરનો અકસીર ઈલાજ**—પુંવાડના મુળને પથ્થર ઉપર ઘસી લીંબુના રસમાં મેળવી દાદર ઉપર લગાવવાથી દાદર જતી રહે છે

**ધંતુરાનું ઝેર ઉતારવાની દવા**—ખજુર દ્રાક્ષ આમલીનો ગર્ભ દાડમના બીજ ફાલસા અને આંબળા સરખે ભાગે લેઈને તેમને બારીક વાટી તેમાં પાંચ ઘણું પાણી નાખી ઉકાળીને આપવાથી ઝેર ઉતરે છે

**પાચન શક્તિ વધારવાનો ઉપાય**—હમેશાં લવિંગ ખાવાથી પાચન શક્તિમાં વધારો થાય છે.

**પીતનો ઝાડો મટે એવો પ્રયોગ**—ખાખરાનો ગુંદર એકથી બે રતીની માત્રામાં આપવાથી પીત લોહીનો ઝાડો મટે છે

**મરડાનો ઉપાય**—જાંબુના ફુળ અને છાલનો ઉકાળો ઘણો અકસીર ઈલાજ છે અને હાલ તે બંગાળા તરફ છુટથી વપરાય છે.

**વાયુનો ઈલાજ**—જવાસાની છાલનો ભુકો સુંઘાડવાથી સારો ફાયદો થાય છે.

**હુજતા અર્શ મટાડવાની રીત**—હરડાનો ઉકાળો પાવોતથા જવાસાનાં ફુલ વાટી ચોપડવાથી અર્શ ખરી પડે છે

**કૌવત આપનારી દવા**—૧ તોલો કળીયાતુ લઇ તેને ખોખરૂ ખાંડી ૧૦ ઔંસ ઉકળતા પાણીમાં નાંખવુ અને તેને એક કલાક ઢાંકી રાખવુ પછી ગાળી લઈ બાટલીમાં ભરી રાખવુ તેને દિવસમાં ત્રણ વખત દર દાઈમે એક ઔંસ પ્રમાણે લેવુ.

**ધાતુપુષ્ટી ચુરણ**—સતાવરીનાં મુળ કાંસકીનાં બીજ કઉચનાં બીજ તાલીમખાનાનાં બીજ ગોખરૂ ધોળા તલ

અને અડદની દાળ આ સાત ચીજો સરખા ભાગે લઈ ખાંડી બારીક કરવાં તેમને કપડ છાણુ કરી તેમાંથી ૦ાા તોલો ફાકી ઉપર ગરમ ગાયનું દુધ પીવું.

ધાતુ પુષ્ટ ચુરણુ નંબર ૨—મોચરસ (સેમળાનો ગુંદર) અક્કલગરો કાળી મુશળી ધોળી મુશળી બહુ ફળી ઈંદ્રજાવ મીઠા ગોખરૂં ગળો સત્વ સુકાં વડગુંદાં કૌચનાં બીજ ઉતકંટાનાં બીજ કાંસકીનાં બીજ તાલમખાનાનાં બીજ ચણુક બાવા બાવચી એ સર્વે ચીજોને સરખે ભાગે લેઈ બારીક ખાંડી વસ્ત્ર ગાળ ચુરણુ કરી તેનાથી બમણી ખાંડ યા સાકર મેળવી બાટલીમાં ભરી રાખવું અને તેમાંથી દરરોજ એક હથેળી ભરીને ફાકી મારવી.

બંધ પેશાબ છોડવાનો ઉપાય—સુરોખાર તથા ઊદરની લીંડીને વાટી કપડ છાણુ કરીને ડુંટી ઉપર લેપ કરે તથા પેટ ઉપર ચોપડે અને તે ઉપર મુળાનાં પાતરાં બાંધે તો તુરત પેશાબ છુટે.

બીજો ઉપાય—ડુંગળીનાં બીજ ગોખરૂ કપાસ કાકડીનાં બીજ એ સઘળી ચીજો ૨ તોલાને આશરે લેઈ ખોખરાં કરી ૬ શેર પાણીમાં ઉકાળીને પાણી શેર એક બાકી રહે ત્યારે તેમાં સાકરની ચાસણી આપીને ઠરીને પાવું જેથી ૧ કલાકમાં પેશાબમાં છુટે છે

**ગાજરની પોટીશ**—ગાજરને પાણીમાં ઉકાળી નરમ થએથી કાઢી લેઈ મસળી લુગદી બનાવી ગંધાતા નારાં અને ચાંદાં ઊપર બાંધવાથીજ ઘણો ફાયદો થાય છે.

**ડુંગળીની પોટીસ**—આ પોટીસ ગાજરની પોટીસ પ્રમાણે બનાવવી એ ગડગુમડને ઘણી જલદી રીતે પકાવી નાખે છે.

**ખસખસનાપોસ્તની પોટીસ**—ખસખસનાં પોસ્ત (ડોડવાં)ને પાણીમાં ખુબ ઉકાળી તેમાં પાઊનો ગળ મેળવીને પોટીસ બનાવવી આ પોટીસથી દરદીને વેદના કમી થાયછે

**કોલસાની પોટીસ**—સાધારણ પાઉની અથવા અળશીની પોટીસમાં બારીક કોલસાની ભુકી મેળવી દેવી આ પોટીસથી ચાંદાં યા બારીક ખરાબ વાસ દુર થાય છે પણ આ પોટીસ વારેઘડીએ બદલવી જોઈએ

**બદગાંઠનો ઉપાય**—ઈંડાંની સફેતી કપડાના એક કકડા ઉપર લગાવી તેની પટી મારવાથી ગાંઠ બેસી જશે અગર ફાટી જશે.

**રતાંધળાનો ઉપાય**—મીસરી સાણુ તથા જુનો ગોળ એ બંનેયે કાંસાની થાળીમાં સારી પેઠે ચોળી તેમાથી આંખમાં અંજન કરે તો જેને રાતના ન દેખાતું હોય તે દેખતો થાય અને આંખને ઘણો આરામ થાય છે

બીજી રીત--અંધેશનાં કુણાં પાનની પાલીને ઝીણું વાટી આંખે બાંધવી

ત્રીજીરીત--કંકડીના કુલનો રસ ૨૧ દીવસ આંજવો

ચોથીરીત--મરીયાં કે લીંડી પીપર છાણુના રસમાં ઘસીને આંજવાથી મટે છે.

લકુવાનો ઉપાય—રેવંચીનો સીરો માસા ૪ સીકો તરીએળીયો માસા ૩ તજનો ભુકો માસા ૪ અને વિલાયતી સાબુ માસા ૮ એ બધી જણસોને એકઠી કરી કપડ છાણ કરવું તેની સાત ગોળી વાળવી અને તેમાંથી દરરોજ ૨ થી ૭ સુધી ગોળી સુતી વખતે ગળવી

ઉપાય બીજો—રૂબાર્બ ૮ માસા સીકોતરીયો એળીયો ૬ માસા હીરા બોળ ૪ માસા અને એસેન્સ ઓફ પીપરમીટ ટીપા ૩૦ એ સઘળાં મેળવી કપડ છાણ કરી તેમાં પીપરમીટના ટીપા નાંખીને ગોળી વળે એટલું પાણી નાંખી વટાણા જેટલી ગોળીયો વાળવી અને તેમાંથી સાંજ સવાર બે માસાના વજને ગોળીયો ગળવી અને પછી છોલી કાઢેલી રાઈ તોલા ૨ા ટર પેન્ટાઈન તોલા ૨ા તથા તજનું તેલ તોલા ૧૦ એ બધાંને મેળવી જયાં હાય પગ રહી ગયા હોય ત્યાં મસળવું

લચકનો ઈલાજ -૧ મોટો ચમચો મધ અને એક ચમચો મીઠું અને ૧ ઇંડાની સફેતી એક રસ કરી એક

કલાક સુધી ઠરવા દેવું અને પછી તેને દુખતા ભાગ ઉપર લગાવી મજબુત પાટો બાંધવો

**ઉધરસનો ઉપાય**--ગોળ અને સારો સરકો સરખે ભાગે એક પ્યાલામાં મેળવીને તે ઉપર એક રકાબી ઢાંકવી અને તેને આતશ આગળ ધરવું જયારે આ મેળવણી ગરમીથી એક રસ થાય ત્યારે તેમાંથી દહાડામાં ૪ વખત એક એક ચમચો લેવો.

**આમણુ બહાર નિકળે છે તેનો ઉપાય**—સુગરલેડ અને માયાંફળનો ભુકો સરખા ભાગે લેઇ બારીક ભુકો કરી રાખી મુકવું અને પછી તેમાંથી હંમેશાં ચપટી ભરી નીકળેલા આમણુના ભાગ ઉપર ભભરાવાથી છ માસ સુધીમાં આ રોગ જડમુળથી નાશ પામે છે.

**આંખમાં આંજણી નીકળે તેનો ઉપાય**—પીપર તથા ધંતુરાનાં બીજને પાણીમાં ઘસી આંજણી ઉપર લગાવવાં અથવા સીંદુર લગાવ્યાથી પણ સારો ફાયદો થાય છે.

**આમ પડતા મરડાનો ઉપાય**--સુંઠ અતિવિસ સેકેલી હીંગ નાગરમોથ મીઠા ઇંદ્રજવ અને ચિત્રાનાં મુળ આ છ ચીજો સરખા ભાગે લઈ ખાંડી કપડ છાણ કરી ০॥ થી ০॥। તોલા સુધી દરરોજ પાણી જોડે ફાકે

તો આમ પડતો મરડો અજાયબ રીતે એકદમ દુર થાય છે.

આંખ ગળતી અટકાવવાનો ઈલાજ--સફેદ ખાપરીયાને લીંબુના રસમાં ઓગાળી આંખમાં આંજવામાં આવે તો ગળતી આંખ મટે છે.

આંખના ફુલાનો ઉપાય--સફેદ સાટોડીના મુળને બૈરીના ધાવણમાં ઘસી આંજવામાં આવે તો ફુલ જતુ રહે છે પણ તે ટુંકી મુદતમાં પડેલું જોઇએ.

બીજો ઉપાય--સફેદ ચણોઠી અને એખરાનું બીજ અથવા રસ પાણી સાથે ઘસી ( મેળવી ) તે આંજવામાં આવે તો અઠવાડીયામાં ફુલું ગળી જાય છે.

ત્રીજો ઉપાય--ધોળી ચણોઠી લવીંગ અને સમુદ્રફીણ એ ત્રણને ભેગા પાણીમાં ઘસી આંખમાં આંજવામાં આવે તો ફુલુંગળી જાય છે.

સફેદ વાળ કાળા થાય--સમુદ્રફળ ટાંક ૧ અને ગાયનું ઘી માસા ૬ જો દરરોજ ખાય તો ઉજળા વાળ કાળા થાય છે

ઉજાગળો માળવાનો ઉપાય--જે દિવસે ઉજાગળો કર્યો હોય તેના બીજા દિવસે લીંબુનો રસ તોલો ૧ અને સાકર તોલો ૧ અને પાણી શેર ૦। મેળવી સરબત બનાવી

પીવાથી ઉન્નાગરાનું ઝેર રહેતું નથી અથવા ગાયના દુધ માં પાણી અને સાકર નાંખી પીવાથી પણ ઉજાગળો દાખવતા નથી

**ઉડતા રોગનો ચેપ લાગે નહિ તેનો ઉપાય**—એક ગ્લાસમાં થોડાક પાણી સાથે ૦ાા દ્રામ કપુર અને ૦ા ઔંસ આલ્કોહોલ પીગળાવી તેમા રાા ઔંસ ચોખ્ખો પાયલોલીગ્નીયસ એસિડ ઉમેરવો અને એ પાણી આજારી માણસના ઓરડામાં તથા ઘરના દરેક માણસના હાથમાં રાખવાના રૂમાલ પર છાંટવું તેથી ચેપ લાગશે નહી,

## કંઠમાળનો ઇલાજ.

૯ ટાક સિંદુર ૯ ટાંક મરી ૯ ટાંક મીઠુ આ ત્રણે ચીજોને બારીક ખાંડીને પછી ૦ા શેર મીઠા તેલમાં ૯ ટાંક સાબુ કાતરીને નાંખવો આ સાબુ મળયા પછી એક રશ થાય તેમ ઘુંટી નાંખવુ અને તેમાં ઉપલી ચીજોનુ બારીક ચુર્ણ ઉકાળવું જેથી મલમ જેવુ થશે અને તેનાથી કંઠમાલનું દર્દ મટે છે.

**કાખબલા બગલનું ગુમડુંનો ઉપાય**—ઇંડાની સફેદી અને ફળી ચુનો સમભાગે મેળવી ગુમડા પર લગાડી રૂ ચોખ્ખું વળગાડી દેઇ પાટો રાખવો જેથી ફુટી જઇ આરામ થશે.

**કાનમાં ગએલા જીવડાને સહેલાઇથી મારી નાંખવાનો ઉપાય**—કાનમાં હરેક જાનવર ભરાયું હોય

તો એરંડીઉં તથા મીઠું તેલ કાનમાં નાખવાથી જીવડું મરી જઇ ઉપર મેલ સાથે આવે છે અથવા એળીઓ અને ડમરાના રસને દારૂમાં ઓગાળી કાનમાં ટીપા નાંખવાથી જીવડું મરી જઈ મેલ સુધ્ધા બહાર નીકળી પડે છે તેમજ કાન ખજુરો કોઈના કાનમાં પેઠેલો હોય તો ખાંડનું પાણી કરી બે ત્રણવાર નાખવાથી કાન ખજુરાનું પાણી થઇ નીકળી જાય છે એવું ખાંડનું પાણી એ જાનવરના વીરૂધ છે

કાનની તુરતની બહેરાશ દુર કરવાનો ઈલાજ—ડુંગરીનો રશ કહાવી તેને ગાળીને તેનાં ટીપાં સવાર સાંજ કાનમાં મુકવાથી બહેરાશ મટે છે.અથવા કાળા સર્પનીકાંચળી તેલમાં કકડાવી કાનમાં ટીપું પાડવાથી કાનની અંદરની નાળ દુખતી બંધ થાય છે તથા તુરતની બહેરાશપણુ ઓછી થાય છે

અતિસારનો ઝાડાનો ઉપાય—વખમો જાવંત્રી કાળા મરીયાં કુલ ત્રણ મળી આઠ ગ્રેન આપવાથી ઝાડાનું દરદ ઓછું થાય છે.-

બીજો ઉપાય શીમળાનો ગુંદર મોચરશ ૪. થી ૫. ગ્રેનના આશરે સાકર જોડે અથવા દહીંજોડે ફાકવાથી અતિસાર મટે છે

ત્રીજો ઉપાય—ગોરખ આંબલીના ફળનો ગર્ભ તોલો ૧ દહી સાથે ચટાડવાથી ઝાડો મટે છે અથવા બીલાંના

ફાગ્યા ફળને છ કલાક સુધી સેકી પાવલીથી અડધા ભાર સુધીની માત્રાથી આપવાથી ઝાડો મટે છે.

ચોથો ઉપાય—કોઠીના ઝાડના ગુંદરને મધ સાથે મેળવી ઝાડા ઉપર ખાવામાં આવે છે તથા આંબાની કેરીનો ગુંદર ઇંડાંની સફેતી જરાક અફીણ એ ત્રણને મેળવી આ દરદમાં આપવામા આવે છે.

**લોહી સુધારવાના ઉપાયો**—(૧) ગળોના પાદડાંનો રસ પાણીમાં નાંખી તેમાં ચાર રૂપીયાભાર સાકર મેળવીને ૫ રૂપીયાભાર જેટલું દીવસમાં બે વખત પીવાથી લગભગ ૨૦ દીવસ સુધીમાં લોહી સુધરી સ્વચ્છ બને છે એટલે ખસ દાદર ચાઠાં ગુમડાં ફલગલી ફોલ્લા વિગેરે બીલકુલ થવા પામતાં નથી વખતે આ પ્રયોગ વધુ દહાડા સેવવો પડે છે. ( ૨ ) પારસ પીંપળાના ઝાડની છાલનો ઉકાળો ૩ થી ૪ ઔંસ પીવા આપવાથી પણ લોહી સુધરે છે. (૩) સારસાપરિલાનાં મુળીયાં દુધમાં ઉકાળી પીવાથી પણ સારો ફાયદો જણાય છે.

**માથાની ઉદરી (ખોરા) ટાળવાની રીત**—(૧) જાંબુનો રસ ચોપડવાથી મટે છે. (૨) દસજનો મલમ માથે લગાવી ચાર કલાક પછી કારબોલીક સાબુથી ધોઇ નાંખવાથી ઉંદરી મટે છે.

ઉધરસના ઉપાય—ચણોઠીનાં પાંદડાં સાથે ચાવવાથી ઉધરસ મટે છે અથવા બદામ ને પીપરમીંટ સાથે મેળવી આપવાથી પણ મટે છે

નાનાં બચ્ચાંઓને ઉધરસને મટાડવાની રીત— હરડે પીંપર અને દ્રાક્ષ એના ચુર્ણમાં મધ અને માખણ મેળવીને આપવાથી ઘણો ફાયદો થાય છે.

વહેતું લોહી (ઘાનું) બંધ કરવાનો ઉપાય—બાવળના પરડાઓના રસને સુકવી ભુકો કરી રાખેલા ચુર્ણને ઘા ઉપર ભભરાવવાથી વહેતું લોહી બંધ થાય છે.

ગર્ભવાળી સ્ત્રીની ઉલટી બંધ કરવાનો ઉપાય— લવીંગ નાખી ઉકાળેલું પાણી ઠંડુ પાડી પાવાથી ઉલટી થતી નથી અથવા લવીંગનુ તેલ ૨ થી ૬ ટીંપાં સાકરના પાણીમાં નાખી આપવામાં આવે તો ઉલટી બંધ થાય છે.

# ભાગ ૩ જો.

## હુન્નર ઉદ્યોગ.

### ૧ કાચ અથવા ચીનાઇ વાસણ ઉપર સોનેરી નામ પાડવાની રીત.

સોનેરી ભુકીને જરા ટંકણખાર તથા ગુંદના પાણીમાં નરમ વાળાની પીંછીવતી તે વાસણ ઉપર ચીતરવું અથવા લખવું પછી તે વાસણને આતસ ઉપર મુકીને ગરમ કરવું. જેથી ગુંદર બળી જઇ ટંકણખાર કાચના રૂપમાં બદલાઇ જઇને સોનું તે વાસણ ઉપર ચોટી રહેશે.

### ૨ બીજી રીત,

ઓઇલ્ડ ગોલ્ડ સાઇઝ વારનીસમાં ઝીણી નરમ પીંછી બોળી તેનાથી તે વાસણ ઉપર લખવું અથવા ચીતરવું. જ્યારે તે નજદીક સુકાવા આવે અને હાથની આંગળીને જરા ચીકટ વળગે એવું જણાય કે સોનાના ખરા વરખની ચોપડીમાંથી વરખનું પાનું કાગળ સુધાં કાપી કાઢી તે વરખને તેના ઉપર દાબીને ચોટાડવો. તેથી જ્યાં તે વારનીસ લાગેલું હશે તેટલી જગ્યા પર વરખ ચોટી રહેશે.

## ૩ કાચ ઉપર ચીત્ર અથવા અક્ષર પાડવાની રીત.

બ્રનસ્વીક બ્લેક નામની મેળવણીથી કાચ ઉપર જે ચીત્ર અથવા અક્ષર પાડવા હોય તે ચીતરવા અને તે સુકાયા પછી તે કાચની ઉપર હઈડરો ફ્લુઓરીક આસીડ પુસ્કળ નાંખવું, જેથી તે આખા કાચને પોચી વળે; જો આસીડ કાચ ઉપર વધારે વખત રહેશે તો ચીત્ર વધારે ઉંડા પડસે. માટે તેને કેટલો વખત સુકી કાચ ઉપર રહેવા દેવું તે કારીગરની મરજી ઉપર છે. જોઇએ તેટલી ઉંડાઇ સુધી કાચ કોતરાઈ રહે એટલે આ આસીડ પાણીથી ધોઇ નાખવું. અને પેલી મેળવણીને કાચ ઉપરથી સાફ કરી નાંખશે.

## ૪ રેશમી કપડાં ઉપર સોનેરી ચીત્ર પાડવાની રીત.

એક વારીજીઆમાં થોડુંક સોનું પીગાળી તે મેળવણીથી જે ચીત્રામણ પાડવાં હોય તે ધીરેથી સફેત રેશમી કપડાં ઉપર પાડવાં. આ ચીત્રામણ પહેલાં નજરે પડશે નહી પણ તે કપડું પાણીમાં ભીજવી ગંધકમાંથી નીકળતા ધુંવાં ઉપર ધરવાથી સોનેરી રંગનાં ચીત્રો દેખાસે.

## ૫ કોઇ પણ કોતરકામની આબેહુબ નકલ ઉતારી લેવાની સહેલી અને સસ્તી રીત.

કલાઈ ૧ ભાગ, સીસુ ૬૪ ભાગ, સુરમો ૧૨ ભાગ એ બધાને સાથે પીગાળી જે કોતરકામનો નમુનો ઉતારી લેવો.

હોય તે કોતર કામની ફરતી આસપાસ પાળ બાંધી લઈ તે મેળવણીને તેમાં રેડી દેવી. તેથી પેલા કોતર કામની આબેહુબ નક્કલ તેમાં ઉતરશે; આ નક્કલ કરેલી તકતીને છાપવાના પ્રેસમાં મુકી હોય તો તેની જોઇએ તેટલી નકલો છાપી શકાશે. આ નકલો ઉભી આવશે પણ જો અસલ માફક નકલો કરવી હોય તો તે બનાવેલી નકલમાંથી બીજી નકલ બદલી કહાડવી એટલે તેના ઉપર છાપેલી નકલો ચટ્ટી આવશે.

## ૬ એક ચીત્રમાં જુદા જુદા રંગ લાવવાની રીત.

એકજ ચીત્રમાં જુદાજુદા રંગ લાવવા માંટે આખું ચીત્ર એકદમ કોતરવાને બદલે જે ભાગમાં એક જાતનો રંગ આવતો હોય તે પહેલાં કોતરી તે તે ઉપર રંગ ચડાવ્યા પછી બીજા રંગ માથે બીજા ભાગો કોતરવા ઉપર જુદા જુદા પાણી આપ્યાં છે છે અવાર નવાર સાથે મેળવવાથી બીજા ઘણા રંગો તેમાંથી થઈ શકસે. અને તેથી હાથી-દાંતને ઘણીજ શોભા મળશે.

## ૭ હાથીદાંતમાં મજબુત રંગ બેસાડવાની રીત.

હાથીદાંતમાં રંગ મજબુત બેસાડવા માટે સઘળા રંગોના પાણીમાં થોડાક નવસાર અને સરકો નાંખી મેળવવો આ પ્રમાણેના રંગો હાટકાની બનાવટો ઉપર ચડી શકે છે.

## ૮ આરસપાણનાં પત્થરને કોતરવાની રીત.

સફેત મીણ ૧ ભાગ, ટરપેનટાઈન ૪ ભાગ, બંને સાથે મેળવી તેમાં થોડોક બારીક સપેતો મેળવીને આરસપહાણના અમુક ભાગપર લગાડવો. પછી જે કોતરવું હોય તે આ મેળવણીમાં કોતરી તે પત્થરને સરકાના પાણીમાં અથવા હાઇડ્રો કલોરીક એસીડના પાણીમાં બોળી રાખવો. તેમાં જોઈતી કોતરાઈ રહે ત્યારે ઉપરના મીણને ટરપેનટાઈનથી સાફ કરવું. અને કોતરાએલા ભાગ પર બારીક ચાકના ભુકાની પીછી ફેરવવી.

## ૯ પોલાદને કોતરનારિ મેળવણી

નાઈટ્રીક એસીડ ૫ ઔંસ, પાણી ૫ ઔંસ તેમાં દાણાદાર રૂપું પીંગળાવું અને ૩ ઔંસ પારાને ૫ ઔંસ નાઈટ્રીક આસીડ તથા ૫ ઔંસ પાણીમાં પીંગળાવવું હવે જ્યારે જલદ કોતરનારી મેળવણી કરવી હોય ત્યારે પ્રથમ-મેળવણીમાંથી ૨ ઔંસ બીજી મેળવણીમાંથી ૨ ઔંસ ના-૧ ઔંસ નાઇટ્રીક આસીડ અને ૨૪ ઔંસ ઉકાળેલું પાણી એ બધાની મેળવણી કરવી અને તે એક પત્થરની શીશીમાં ભરી રાખવી જ્યારે પોલાદ ઉપર કોતરવું હોય ત્યારે તેની ઉપર પેલી મેળવણી નાખી ચોખા જસતનો એક કટકો લઈ પોલાદપર ફેરવવો એટલે પોલાદ ઝડપથી કોતરવા માંડસે જ્યાં સુધી જસતનો કટકો નહિ લગાડસો ત્યાં સુધી તે

મેળવણીમાં ગમે તેટલો વખત પોલાદપર રહેવા છતાં તે ઓતરાસે નહિ પણ એક વખત જસત લગાડશું કે કોતરવાનું કામ શરૂ થસે.

**૧૦ શીંગડાની ઉપર કાળા રંગની નકશી પાડવાની રી**

સફેત રંગના શીંગડા ઉપર કાળા રંગની નકસી પાડવી હોય તો ૧ ઔંસ પાણીમાં ૧ ડ્રામ નાઇટ્રેડ ઓફ સીલવર પલાળો તેની મેળવણીથી નકસી પાડી તડકામાં સુકવવું એટલે કાળારંગની નકસી પડસે. પછી તેને પાલીશ કરવું.

**૧૧ કાચ ઉપર લખેલા અક્ષર લુંછીને પાછા દેખાડવાની રીત**—એક આરસીના કાચ ઉપર ફ્રેન્ચ ચાકથી લખવું, પછી તેને રૂમાલથી સાફ કરવું એટલે લખેલું દેખાશે નહીં પણ તે કાચ ઉપર શ્વાસ (મોઢાની બાફ) આપવાથી પાછા જેવાને તેવા અક્ષર દેખાશે

**૧૨ કાચ ઉપર કલાઈ ચઢાવવાની રીત**—જો સાદા કાચને આરસીના જેવો બનાવવો હોય તો એક સાફ ટેબલ ઉપર કલાઈના વરખને બરાબર પાથરવો અને તેના ઉપર પારો રેડીને ઘણી નરમ પીછીથી તે બધે ચોપડવો. એ પછી એક કાચનો તકતો સંભાળથી વરખ અને પારાની મેળવણી ઉપર એવી રીતે મુકી દેવો કે તે મુકવાથી આ વજન જે વધારે પારો કલાઈના વરખ ઉપર હોય તે નીકળી જાય

કાચ મુકયા પછી તે ઉપર વજન મુકવાં આ વજનથી નીચેના પડ ૧ ઉપર વરખ અને પારો એવી રીતે ચોહોટા જશે કે જયારે થોડા વખત પછી ઉપર મુકેલો વજન કહાડી નાંખશો, ત્યારે કાચના તકતાથી એક બાંજુએ જ્યાં પેલો વરખ અને પારો ચોટેલો હોય છે તે કાચને વળગેલો રહેશે પણ તે કાચને કલાઈ ચડાવવાની અગાઉ કાચની બાજુએ ગળ અથવા કચરો વળગેલો હશે તો પારો અને કલાઈ વળગશે નહી ત્રણ ચોરસ ફીટ કાચના તકતાને આશરે આઉંસ પારો બસ થશે.

૧૦ કાચ ઉપરથી રંગના ડાઘ કહાડવાની રીત—જ્યારે રંગારી લોકો કાચની બારીઓ રંગે છે ત્યારે કેટલીક વખતે રંગની પીછી કાચની ઉપર લાગ્યાથી ડાઘ પડી રહે છે તેવા તરતના ડાઘને ટરપીટનથી ધોઈ નાંખવો અને જો સુકાયા હોય તો સમુદરફીણના કડકાને તે રંગના ડાઘની ઉપર સારી પેઠે ઘસવો એટલે ડાઘ નીકળી જશે.

૧૧ કાચ વળગાડવાની લાંપી બનાવવાની રીત—ચાકનો બારીક ભુકો કરી અલશીના તેલ સાથે મસળી નરમ ગોળો બનાવવો,

૧૨ કાચને ચાંદી જેવો કરવાની રીત—અબરખના પતરાંને દેવતામાં નાખી સાફ કરી હાઈડરો કલોરિક આસીડમાં નાંખી ધોવા તેને બારીક વાટી લુગડામાં ચાળીને

તેમાં કોલોડીયન મેળવી વાર્નીસની માફક પીંછીથી લગાડવું આ રીતે બનાવેલી ચીજો ચાંદીના જેવી દેખાય તેમ ઘણા દીવસ હવામાં રાખવાથી બગડતી નથી.

૧૩ કાચ કાપવાની રીત—સ્પીરીટ ઓફ ટરપેન ટાઈનમાં સણનો દોરો બોળી કાચની સપાટી ઉપર ગમે તે આકારમાં મુકવો અને તે દોરાને સળગાવી દેવો તેથી કાચ તેવાજ આકાર મા ભાગીજસે.

૧૪ ઝાંખા પડેલા કાચને સુધારવાની રીત-કાચ ગમે તેવો ઝાંખો પડયો હોય તો પણ તેના ઉપર હાઈડ્રોક્લોરીક આસીડનું પોતુ ફેરવી પાણીથી પલળેલો ચાક લગાડી તે સુકાયા બાદ ચોખા લુગડાથી લુછી નાંખવાંથી કાંચ સાફ થશે.

૧૫ મેલા કાચને સાફ કરવાની રીત–ઘણા મેલા કાચ ઉપર નાઈટીક એશીડ અથવા અમોનીયાનું પોતું ફેરવવાથી તરત કાચ સાફ થઈ જશે.



# ભાગ ૪ થો

## રેશમપર જુદીજુદી જાતના લાલ રંગ ચઢાવવા વિસે

૧૬ લાલ—કીરમજ ૧૬ તોલા બોજગર ૮ તોલા, પતંગનું લાકડું ૧ શેર એ બધાને પાણીમાં ઉકાળીને તેમાં ૧૭ તોલા રેશમ નાખી થોડીવાર ઉકાળવાથી લાલ રંગ બેશશે.

૧૭ બીજી રીત—રેશમને પહેલા સાફ પાણીમાં ધોઈને સાફ કરવું બકરીની લીંડીઓ કેળાના જાડની રાખ પાણી અને કસુબાની તેલ એ બધામાં નાખવુ અને હમેશાં એક વખત બહાર કાઢીને સુકવવુ આ પ્રમાણે ૫ થી ૬ દીવસ સુધી કરવું. પછી લાલ ચંદનના કટકા,ફટકડી થોડું કુસુબાનું તેલ અને પાણી એ બધાને ઉકાળીને પાણી બનાવવું આ પાણીમાં કપડું અથવા રેશમ ૮ દિવસ રાખવું અને હમેંશા એક વખત બહાર કાઢીને સુકવવું આ પ્રમાણે કરવાથી રેશમ ઉપર પાકો લાલ રંગ થશે.

૧૮ ત્રીજી રીત—(૫૦ વાર લાંબી રેશમી પાઘડી માટે) જરદી કાઢી નાખેલો કસુંબો ૩ સેર કેળાના થડની રાખ ૦ાા વાા સેર. સાજીખાર એ બંનેને ભેગા મેળવી ઉપર પાણી

રેડવું એટલે લાલ રંગ નીકળસે આ રંગને કપડામાં ગળી લેઇને તેમાં થોડો લીંબુનો રસ નાખીને કપડું હલાવવું રંગ પેરો કરવા માટે ફરીથી સઘળી ચીજો લઇને ત્રણ ચાર વખત રંગવું.

૧૯ લાલ—ધોયેલા રેશમને ૧ ભાગ કીરમજ અને અરધો ભાગ બોાજગરમાં ભેગું ઉકાલવું અને પછી નીચે ઉતારીને પણ કપડુ ૨૪ કલાક તેમાં રહેવા દેવું પછી બહાર કાઢી ધોઈ નાખવુ.

૨૦ પાકોલાલ—મજીઠ ૧ ભાગ હળદર ૧ ભાગ, માયા ૧૧ ભાગ. એ બધાને ભેગા ઉકાલી રેશમને તેમાં બોળી રાખવું.

૨૧ બીજી રીત—૮ તોલા કીરમજને ચુનાનું પાણી અને ૫ તોલા ફટકડી એ બંનેના મીશ્રમા ઉકાળી તેમાં રેશમ બોળી રાખવું આ પ્રમાણુ ૨૫ તોલા રેશમ માટે છે.

૨૨ કીરમજ—આ એક જાતના જીવડા છે, તેમને થોરનાં ઝાડ પર ઉછેરી છેવટે તેમને ગરમ પાણીમાં નાખી મારી નાખીને સુકવે છે એક સેર કીરમજમાં ૭૦૦૦૦ જીવડા હોય છે કીરમજનો રંગ રેશમ અને ઉનપર સારી પેઠે ચઢે છે, પણ સુતર ઉપર ચઢતો નથી. કીરમજને વાટીને આલ-કોહોલ અથવા સ્પીરીટમાં નાખવાથી તેનો રંગ નીકળી આવે છે, કીરમજના પાણીમાં ખટાસ નાંખવાથી તેનો

રંગ બદલાઈને પીળો થઈ જાય છે, અને ખાર નાખવાથી આસમાની થાય છે. શાલ અને બનાત ઉપર આ રંગ સહેલાઈથી ચડે છે.

૨૩ બીજી રીત–૧૦ સેર રેશમ માટે ૩૦ સેર કસુંબો અને ૧૦ શેર બોર તેવાં થોડા પાણીમાં જરા ગળી વાટીને નાંખવી પછી તેમાં ઉપરનો કસુંબો જરા આસમાની રંગનો થાય ત્યાં સુધી પલાળી રાખવો બાદ કાઢી લઈ તેનો આગળની રીત મુજબ રંગ કાઢવો ૧૦ ભાર બોરને પણ સાદા પાણીમાં પલાળીને તેને ઉકાળીને રસ કાઢવો આ બંને પાણી મીશ્ર કરીને રેશમને મરજી મુજબ રંગ કરવા માટે થોડી અથવા ઘણીવાર રાખવું

## ૨૪ સુતર ઉપર જુદી જુદી જાતના લાલરંગ ચઢાવવા વીશે.

આ રંગમાં કસુંબો ઘણો વપરાય છે માટે કસુંબામાંથી રંગ કેમ કાઢવો તે જરૂરનુ છે પહેલાં કસુંબાને સાફ પાણીથી ધોવો આ રીતે જ્યાં સુધી પીળી જરદી નીકળે ત્યાં સુધી કરીને પછી તેમાં ૧ શેર કસુંબા માટે ૨ાા તોલા સાજીખાર અથવા પોટાસ નાંખી બીજુ પાણી નાખે છે, એટલે રંગ નીકળી આવે છે. આ પહેલી વખત નીકળેલા રંગને જુદો રાખી બાકી રહેલા કસુંબામાં બીજો ખાર નાંખી ફરીથી બે વખત રંગ કાઢી લેવો

અને તે બંનેને જુદાં રાખવા દર વખતે ૧ શેર કસુંબામાં ૨ા શેર પાણી નાંખવું, હવે જલદી પહેલી બીજી અને ત્રીજી વખતનો કાડેલો લાલ રંગ એ રીતે ચાર કુંડા જુદા રાખવા અને નીચે લખ્યા પ્રમાણે કામ કરવું કેટલેક ઠેકાણે કસુંબામાંથી પહેલી વખતેજ બધો રંગ કાઢી લેછે.

૨૫ લોહી જેવો લાલ રંગ—પહેલાં ઉપરની રીતથી કપડાંને રંગીને તેને ૦ા તોલો કીરમજ, ૫ તોલા બોજગર,અને ૨ા તોલા ફટકડી એ ત્રણેને ભેગા ઉકાળીને તેમાં બોળવાં.

૨૬ ફીકો લાલ રંગ પાકો—આ રીત સાડીઓ રંગવામાં કામ આવે છે. પહેલાં કપડાંને ખારના પાણીમાં બોળી ધોઈને તેને હરડાં અને બેહડાંનાં ઉકાળેલા પાણીમાં નાંખે છે, અને છેવટે ૪૦ શેર સોરંગી ખાંડીને ઉકાળી તે પાણીમાં રાખી મુકે છે. પછી સુકવીને બકરાંની લીડીઓ નાંખો પાણીમાં થોડીવાર રાખી મુકે છે.

૨૭ પાકો લાલ-પહેલાં કપડાંને હરડાના પાણીમાં નાખી સુકવીને ફટકડીના પાણીમાં નાખી તેમજ કરવુ છેવટે આલના ઉકાળેલા પાણી સાથે ઉકાળવુ એટલે પાકો લાલ રંગ થશે

૨૮ લાલ કાચો—પતંગના લાકડાના બારીક કટકા કરીને તેમને પાણીમાં ફટકડી સાથે ઉકાળવા આ પાણીમાં કપડુ બોળવાથી લાલ થાય છે.

૩૦ સુતરનાં વણેલા કપડાંને રંગવા પહેલાં ધોવાની રીત—એરંડીયું તેલ ૧૦ શેર સાજીખાર ૫ શેર, બકરાની લીંડીઓ ૧ શેર પાણી ૫ મણ એ બધાંને મેળવી કપડાંને તેમાં નાખી ખુબ મસળીને સુકવવા; અને છેવટે ધોવા.

૩૦ રેશમ ઉપર પીરો રંગ ચઢાવવાની રીતો રાતો પીળો રેશમને ફટકડીના પાણીમાં બોળી રાખીને પછી ૮ ભાગ હળદર ૧ ભાગ રાજીઠ અને ૧ ભાગ માયાં ફૂળ એ બધાને ભેગા ઉકાળી તેમાં બોળવું.

૩૧ મકાઈના જેવો પીળો—પહેલાં રેશમને ફટકડી ના પાણીમાં બોળીને પછી મજીઠના ઉકાળામાં રાખવું થોડા રેવંચીનો શીરો નાખવાથી રંગ વધારે ચળકશે.

૩૨ પીળો—સફેદ ઉનને પહેલાં હારસીચારનાં ફુલના ઉકાળેલા પાણીમાં રાખીને પછી હળદરનાં પાણીમાં નાંખી સુકવી અને બે કલાક પછી કાઢવી

૩૩ આસમાની—રેશમને પહેલાં ગળીના પાણીમાં થોડીવાર રાખી તે પછી તેને નીચોવી કાઢે છે બાદ ૩ શેર રેશમ માટે ૧૨ તોલા ફટકડી લઇ તેને પાણીમાં પાગાળી તે પાણીમાં રેશમને ધોવુ, પછી નીચોવ્યા વિના સુકવવા માટે ઉચું ટાંગી સુકવું.

૩૪ ચામડા ઉપર આશમાની રંગ ચઢાવવાની રીત—ગરમ પાણીમાં ગળી પીગળાવવી, બીજે દહાડે ગરમ કરી તે પાણી ચામડા પર લગાવવું,

૩૫ ઘેરો લીલો રંગ ચઢાવવાની રીત—સ્ટીલના બારીક ભુકાને અને નવસારને જ્યા સુધી નરમ થાય ત્યાં સુધી પાણીમાં ભીંજવ્યા બાદ તે મીશ્ર ચામડાં ઉપર ચોપડીને છાંયડામાં સુકાવા મુકવા.

૩૬ બદામી રંગ ચડાવવાની રીત—ગળી ને અમુક રંગના પાણીમા ૨૪ કલાક ચામડાને બોળી રાખવાં બાદ ફટકડી નાખી ચુલા ઊપર મુકી ઊકાળવાં.

૩૭ લાલ રંગ ચઢાવવાની રીત—પ્રથમ કલોર ઑઇડ ઑફ ટીન અને કામ ઑફ ટાર્ટરના પાણીમાં બોળીને પછીથી કીરમજના અર્કમાં બોળવા.

૩૮ ભુરોં પીળો રંગ—પતંગના લાકડાનો રંગ અને ફટકડી એ બેના મીશ્રમાં બોળવાં

---

# ભાગ ૫ મો.

૩૯ કાગળને ચામડા જેવો મજબુત કરવાની રીત—ગંધકનો તેજાબ ૨ ભાગ અને પાણી ૧ ભાગ એ બંનેની મેળવણીમાં જો એક સાદો કાગળ જલદીથી બોળી-કાઢી તેને સાફ પાણીથી ઉતાવળે ધોઇ નાંખયે હોય તો તે ચામડા જેવો મજબુત થાય છે પણ તે પેલા તેજાબના પાણીમાં તેને બોલતી વખતે તથા તેને બીજા સાફ પાણીયે ધોતી વખતે ઘણી ઊતાવળ કરવી જોઇએ. એમ કર્યાથી કાગલના બારીક સુક્ષમો એક બીજા સાથે વધારે મજબુ-તીથી મળી જાય છે તેથી કાગળ મજબુત થાય છે,

૪૦ કીરમજી રંગના ચામડા—૧ રતલ પતંગનું લાકડું ૮ ઔંસ બરેજીલઉડ ૨ ઔંસ ડુંગળીની છોલેલી જાડી છાલ થોડું મીઠું અને ફટકડી એ બધાને ૪ ગ્યાલન પાણીમાં નાંખી ઉકાળવા ઠંડી થયા પછી એ મેળવણી સાફ કરેલા ચામડા ઉપર લગાડવી

### ૪૧ ચર્મ પત્રના જેવો મજબુત કાગળ બનાવવાની રીત

સફેદ વગર કાંજી પાએલો કાગળ અડધી મીનીટ સુધી

જલદ સલફ્યુરીક આસીડમાં બોળવો પછી પાણીમાં થોડો નવસાર નાંખી તેમાં તે કાગળને બોળી કાડવો તેથી તે કાગળ ઘણો ચીકણો થાય છે.

**૪૨ ટ્રેસીંગ પેપર ચિત્ર વીગેરેની નકલ કરવાનો કાગળ**—કાગળના તાવને ટેબલ ઊપર પાથરી તેની ઊપરની સપાટીઊપર કેનેડા બાલસમ અને ટરપેનટાઇન એ બેના સરખા ભાગે મેળવવાથી બનેલા વારનીસનો હાથ મારી સુકાતો ટાંગવો. આથી બરાબર પારદર્શક ન થાય તો ફરીથી વારનીસનો હાથ મારવો.

**૪૩ શાણુના કાગળ બનાવવાની રીત**—મજબુત લખવાના કાગળોને એક ગરમ લોઢાની રકાબી ઉપર મુકી તેપર મધમાખીનું મીણ સારી પેઠે ઘસીને લગાડવું

**૪૪ રોશની આપનારો કાગળ બનાવવાની રીતે**—અંધારામાં રોશની આપે અને પાણીમાં ભીંજાય નહી એવો કાગળ કરવાની રીત એક જર્મન પત્ર નીચે મુજબ જણાવે છે ૪૦ ભાગ કાગળ ૧૦ ભાગ ફોસફોરેસ્ટ પાઉંડર ૧૦ ભાગ પાણી, ૧ ભાગ જેલેટીન અને ૧ ભાગ બાઇકામેટ ઓફ પોટાસની મેળવણીથી આ રોશની આપનારો કાગળ બને છે.

**૪૫ પાણીની અસર ન થાય, એવો તેલનો કાગળ**—કાગળના તાવ ઉપર ઉકાળેલું તેલ પીંછીથી લગાડી સુકાવા નાંખવો સુકાયા પછી કાગળ ઉપર પાણીની અસર થશે નહી,

**૪૬ કાગળ પાણીથી ન ભીંજાય તેમ કરવાની રીત**—એક વાસણમાં ૮ ઔંસ ફટકડી અને ૩ાા ઔંસ કેસ્ટાઈલ સાબુ એ બંનેને પાશેર પાણીમાં પીગળાવા અને બીજા વાસણમાં ૨ ઔંસ ગુંદને ૫ શેર પાણીમાં પીગાળીને ઉપરના પાણીમાં નાંખવો હવે આ મિશ્રને ગરમ કરી તેમાં કાગળનો એક એક તાવ જુદો જુદો બોળી કાઢીને દોરીપર સુકવવાથી તે પાણીથી ભીજાતોનથી

**૪૭ ચપ્પુ ઘસવાનો કાગળ બનાવવાની રીત**

વગર કાંજી પાએલા લીસા કાગળની એક બાજુ ભીજવી તે ઉપર સેસકવી ઓકસાઈડ ઓફ આર્યન અને કુરંજ પત્થરના ભુકાની મેળવણી ઘસવી આ રીતે તૈયાર થએલા કાગળ ઉપર ચપ્પુ ઘસવાથી ચાપડા ઉપર ઘસવાની ગરજ પડતી નથી.

**૪૮ કાગળ ઉપર છેકી નાંખેલા અક્ષર પારખવાની રીત**—મી૦ ગોબર્ટ કહેછે કે કોઇ દસ્તાવેજ ઉપરથી અક્ષર કાઢી નાંખ્યા હોય તોપણ શાહીમાંના

લોઢાનો થોડો અંશ તે ઉપર રહે છે અને તેથી તે કાગળની છબી લેવાથી તે અક્ષર જણાઈ આવે છે ફોટોગ્રાફ લેતી વખતે કાગળના જે ભાગ પર અક્ષર લખેલા હોય તેનાં અને જે ભાગ ઉપર એક વખત લખીને અક્ષર કાઢી નાખ્યા હોય તે જગ્યાપર પડતાં પ્રકાશનાં કીરણોનું પ્રતીબીંબ જુદી જુદી રીતે પડે છે. આ ઉપરથી ખરા અને ખોટા ફેરફાર કરેલા દસ્તાવેજ ઘણી સહેલાઇથી પકડાઇ આવે

## ૪૯ કાગળની જાડી તખતી બનાવવાની રીત

આમોનીઆ અને મોરથુથુ એ બન્નેનું મીશ્રણ કરીને તેમાં કાગળને પલાળી કાઢવા પછી તે પ્રક. ાં બે કાગળ એકમેકને ચોટાડી દાબવાના સંચામાં દાબી કાઢે છે. આવી રીતે જોઇએ તેટલો જાડો કાગળનો તખતો તૈયાર થાય છે. વિષેશ મજબુત તખતા બનાવવા હોય તો કાગળ વચ્ચે કપડું નાંખવું. આમોનીયાનું મીશ્રણ ઘણું સહેલું છે. આવા પ્રકારથી તૈયાર કરેલા કાગળના તખતા ખુબ મજબુત અને ટકાઉ રહેશે.

**૫૦ કાગળ ઉપરથી ચીકણા ડાઘ કાઢવાની રીત**—કાગળના જે ભાગ ઉપર ચીકણો ડાઘ પડયો હોય તે ભાગને લગાર ગરમ કરવો, પછી તે ઉપર બ્લાટીંગ

પેપરને સારી પેઠે દાબવા તે એટલે સુધી કે સઘળી ચીકાસ તે કાગળ શોસી લે ત્યાર પછી તે ડાઘવાળા કાગળ ઉપર બંને બાજુએ ટરપીટાઈન લગાડવું. અને એ પ્રમાણે બે ચાર વખત કરવાથી ચિકાશ નીકળી જશે. બાદ તે ડાઘ ઉપર પીંછીવડે લગાડવો. એમ કરવાથી ચીકાશનો ડાઘ તદન જતો રહેશે.

**૫૧ કાગળ ઉપરથી બુનકાસ્ટીકના ડાઘ કાઢવાની રીત**—૨ ડ્રામ કલોરાઈડ ઓફ મરકયુરીને ૨ ડ્રામ હાઈડ્રોકાલોરીક અસીડમાં નાંખી પીગળવા દેવું. પછી એ મેળવણીમાં ઊટના વાળની પીછી બોળી ડાઘ ની ઉપર લગાડી તરતજ પાણીમાં બોળી કાઢવું એટલે ડાઘ જતો રહેશે. પણ તને તડકામાં સુકવવું નહીં.

**૫૨ લીથોગ્રાફનો કાગળ બનાવવાની રીત**—કાંજી ૬ આૈંસ, ગુંદર ૨ આૈંસ, ફટકડી ૧ આૈંસ, એ ત્રણ માંથી દરેક વસ્તુને ગરમ પાણીમાં જુદી જુદી પલાળવી પછી તે પાણીને સાથે મેળવી ગાળી નાંખવું. એ ગાળે-લી પ્રવાહી ઠંડી હોય તેવામાંજ રંગવાની સારી પીંછીએ અથવા વાદળીથી કાગળ ઉપર તેને લગાડવી એકવાર. સુકાયા પછી બીજીવાર આ મિશ્ર ચોપડી તે પાણી સુકાયા પછી ત્રીજીવાર ચોપડવું, કાગળને સફાઈદાર કરવા સારૂ દાબવો એટલે તૈયાર થશે.

——(૦)——

# ભાગ ૬ ઠો

૫૩ ગોલ્ડ સાઇઝ—પીળો રંગ] ૧ ભાગ કોપળ-વારનીસ ૨ ભાગ, સાફ઼ું અળસીનું તેલ ૩ ભાગ, ટરપીનટાઇન ૪ ભાગ અને ઉકાળેલું અળસીનું તેલ ૫ ભાગ પહેલા પીળા રંગને ખુબ બારીક વાટીને જરા તેલ સાથે મેળવીને ખુબ ઘુટવો, બાદ તેમાં બીજી સઘળી ચીજો નાંખી મીશ્ર કરવી. આ મીશ્ર કાચ કાગળ લાકડું, વીગેરેપર સોના રૂપાની ભુકી ચઢાવવામાં આવે છે.

૫૪ વીટી પાઉડર—કલાઇને એક વારજીઆમાં પીગાળીને તેમાં લાઇકર એમોનીઆ ધીમે ધીમે નાખી હલાવવું આથી ઘેરો ભુકો નીચે બેસશે તેને કાઢી લઇ બે ચાર વખત સાફ પાણીથી ધોવો બાદ, સુકાવીને શીંગડાં હાથી દાંત વિગેરે વીગેરે પાલીસ કરવાના કામમાં લેવો.

૫૫ ઓકસાઇડ ઓફ઼ આયર્ન—હીરાકશીનાં પાણીમાં સોડાબાઈ કારબોનેટનું પાણી નાંખીને થોડીવાર રાખવાથી લાલ ભુકો નીચો બેસસે. તે લઇ સુકવીને વાપરવો. આ ચીજ જર્મન સીલવરની ચીજો સાફ઼ કરવામાં કામ આવે છે

**૫૬ ડીસ્ટીલવોટર**—પાણીનો અર્ક ખેંચવાની રીત મુજબ વાસણમાં નાંખી તેની બાફને ફરિથી ઠંડી કરવાથી પાણી બને છે, તેને ડીસ્ટીલવોટર કહે છે વરસાદનું પાણી ડીસ્ટીલવોટરને ઘણું મળતું આવે છે.

**૫૭ નાઈટ્રોમ્યુએટ ઓફ ટીન**—એક વારજીઆમાં કલાઈના ઝીણા કડકા પીગાળ્યા પછી તે વાસણને બીજા ગરમ પાણીના વાસણમાં મુકીને સઘળો તેજાબ ઉડાડી નાંખી નીચેનો ભુકો કાઢી લેવો આ દવા હાથી દાંત રંગવામાં કામ આવે છે.

**૫૮ ફોસફરસ બનાવવાની રીતે**—ફટકડી ૩ ભાગ, અને સાકર ૧ ભાગ એકઠાં કરી લોઢી ઉપર લોઢાના ચમચાથી કોયલાની માફક કાળું થતાં સુધી ઘુંટીને ભુકો કરવો પછી તેને ઈંચ લાંબા ડોકાની શીશીમાં ભરવું અને એક માટલામા ૨॥ ઈંચ રેતી નાંખીને તેની નીચે વચોવચ મેલી સીસા ૧॥ ઇંચ પુરવો. સીસાનું મોં ઉઘાડું રાખવું, પછી તે માટલાની આસપાસ દેવતા લગાડીને તે સીસા માંથી ચીકટ જેવો પદાર્થ ઉડી ગયા પછી તે માટલું તરત લાલ કરવું એટલે તે પદાર્થમાથી ગંધકની વરાળની માફક વરાળ નીકળવા માંડશે તે વરાળ નીકળતી બંધ થાય એટલે તરતજ તેને બુચ મારી બહાર કાઢવું. અને તેને બીલકુલ હવા લાગવા દેવી નહિ. પછી એક શીશામાં

પાણી ભરીને તેમાં પેલો પદાર્થ નાંખીને કાચનો બુચ મારવો એટલે એ ફોસફરસ થયો આ ફોસફર ઘણા દીવસ સુધી રાખવો હોય તો વારંવાર એ સીશીનો બુચ ઉઘાડવો નહીં ઉંઘાડવાથી હવા લાગશે કે તરતજ તેમાંથી જળાળાના નીકળવા માંડશે પરંતુ ફરી બુચ માર્યાથી જવાળા નીકલતી બંધ થશે આ ફોસફરસનો કાંકરો જો કાગળ ઊપર મુકયો હોય તો કાગળ બલવા માડશે અને તે કાંકરો દેવતાની માફક માલમ પડશે.

૫૯ બીજી રીત—ફટકડી ૫ ભાગ અને ઘઉંનો લોટ ૧ ભાગ એકઠાં કરીને મીશ્રણ ઉપર બતાવ્યા પ્રમાંણે એક શીશીમાં ભરી શીશી રેતી ભરેલા માટલાની વચોવચ પુરી તે માટલાને લાલ થતા સુધી ખુબ તાપ લગાડવો એટલે ઉપર પ્રમાણે ફોરેસ્ટ તૈયાર થશે, ત્યાર પછી ફોસફરસને હવા ન લાગે એવી રીતે બીજા પાણી ભરેલા સીસામાં કાઢી લેવું અને મજબુત કાચનો બુચ મારી રાખવો,

૬૦ લાલ ફોસફરસ—ઓકશીજન વગરની જગોમાં કેટલોક વખત સુધી ફોસફરસ પ્રથમ પારદર્શક રંગ વગરાને રહે છે, થોડા વખત પછી લાલ થાય છે, અને સુકાયા પછી કીરમજી રંગનો ભુકો થાય છે, અને જયારે તાવે છે

ત્યારે કાળો થાય છે આ ફોસફરસ સાધારણ ઉષ્ણ જગ્યા મા રાખવાથી સળગતો નથી આ ફોસફરસ સાધારણ ફોસ, ફરસ કરતાં નીચો થાય છે માટે ઘણું કરીને દીવાસળીઓ કરવામાં વપરાય છે.

૬૧ કોલ્ડક્રીમ બનાવવાની રીત—સફેદ મીણ ૧ ઓંસ બદામનું તેલ ૪ અઉંસ ગુલાબ જળ ૩ ઔંસ ટંકણખાર ૦ાા દ્રામ ગુલાબના તેલનાં ૫ ટાપાં એ પ્રમાણે લેઇને એક માટીનાં વાસણમાં મીણ નાંખી ધીમી આંચપર ઓગાળવું અને તેમાં બદામનું તેલ નાંખવુ પછી તેમાં ટંકણખારણી ભુકી નાખી તે વાસણ નીચે ઉતારી ટાડુ પડે તેમાં ગુલાબજળ થોડું થોડું નાખી હલાવવું તે સરસ થયા પછિ એક કાચના વાસણમાં ભરી રાખવું આ દવા શરીરની ચામડિ નરમ અનેસારિ સ્થિતિમાં રાખવા માટે અને શીયાળામાં શરિર ફાટે છે તે ઉપર લગાડવા માટે કામ આવે છે,

૬૨ કારબોનેટ ઓફ આમેનોયા—કારબોનેટ ઓફ આમોનિયા એટલે સાફ કીધેલો નવસાર બનાવવો હોય તો નવસાર ૧ રતલ સાફ કીધેલો ચાક બે રતલ એ બંનેને ખાંયણીમાં ખાંડી મેળવીને કાચના વાસણમાં નાંખી ગરમ કરવુ ગરમ કરતી વખતે ધીમે ધીમે આંચ વધાવરતાં જવું. તે એટલે સુધી કે પેલું કાચનું વાસણ જરા

લાલ થાય ત્યાં સુધી રાખવું પછી નીચે ઉતારી તેને કાઢી લેવું અને તેને કાચની બાટલીમાં મજબુત બુચ મારી ભરી મુકવું. એને પ્રાપેડ એમોનીઆ કહે છે,

૬૩ કારબોનેટ ઓફ લાઈમ—કારબોનેટ ઓફ લાઈમ એટલે સાફ કીધેલો ચાક બનાવવો હોય તો ૧ રતલ ચાકને ખરલમાં નાંખી ભુકો કરવો પછી તેમાં પાણી નાંખી નરમ કરી એક ચીનાઈ વાસણમાં અથવા માટીના ધુંટેલા વાસણમાં નાંખવો. પછી કાના સુધી પાણી રેડી ખુબ હલાવીને એકાંતમાં રાખી મુકવું જ્યારે સઘળો ચાક નીચે બેસે ત્યારે ઉપરથી નીતરતું પાણી કાઢી નાખો એક રકાબીમા પાથરી સુકવવો સુકાયા પછી તેને ખગલ બાટલીમાં ભરી રાખવો. એ દાઝેલાને રૂઝાવે છે. એને પીપેર્ડ ચાક કહે છે.

૬૪ પોટાસીયમ—પોટાસિયમ નામની એક સફેદ ધાતુ છે, એ ધાતુ એટલી નરમ રહે છે કે ચાકુથી સહેજ કપાય છે, તેમાં એવોગુણ છે કે તે પાણી ઉપર તરે છે તથા તેના યોગથી વિલક્ષણ ચમત્કાર દ્રષ્ટિએ પડે છે. તે નીચે પ્રમાણે છે. એક કોરો કાગળ લઈ તેપર પાણીની એક લીટી તાણવી અને ચાકુથી આ ધાતુનો એક ચણા જેવડો કટકો કાપી તે પેલી લીટી ઉપર મુકવો" એટલે

તે પેલી પાણીથી લીટી ઉપર એની મેળે ચાલશે અને તે જેમ જેમ ચાલશે તેમ તેમ તે બળતો જશે, એવો ચમત્કાર નજરે પડે છે.

૬૫ કવીનાઈન આર્યન મીક્ષચર—૮ ગ્રેન સલફેટ ઓફ કવીનાઈન ૧૬ ગેન સલફેક ઓફ આયર્ન અને મીનિમ ડાઈલ્યુટ સલફ્યુરીટ એસીટ લઇ સઘળાંને ૮ ઔંસ પાણીમાં પીગાળવા,

૬૬ પાવર્સ પાઉડર—૧ ભાગ ઈપાકાકયુએડનાની ભુકી અને ૬ ભાગ ચોકખું અફીણ લઇ ૮ ભાગ સલફેટ ઓફ પોટીસમાં ખુબ ઘુંટવું દર વખતે બેથી ચાર ગરેન જેટલી ભુકી લેવાંથી દરદનું ઝેર પરસેવા વાટે નીકળી ઉંઘ આવે છે. ભુકી સહેજ પાણીમાં નાંખી પીવી તેની ઉપર ઘણું પાણી પીવું નહી.

૬૭ પેપરમીંટનું પાણી—એસેન્સ ઓફ પેપરમીંટ ાાા તોલો, ચોખ્ખુ પાણી બે પેંટ એ બંનેને મેળવ્યાથી પેપરમીંટનું પાણી થાયછે,

૬૮ બ્લીસ્ટરીંગ પ્લાસ્ટર—એને પ્લાસ્ટર ઓફ કેનથારીડીસ અથવા પ્લાસ્ટર ઓફ સ્પેનીસ ફલાઇસ પણ કહે છે. પીળું મીણ ૭ાા આઉંસ બકરાની ચરબી ૬ાા આઉંસ, ડુકકરની ચરબી ૬ આઉંસ, સફેદ રાળ ૩

આઉંસ એ સઘળાને એક વાસણમાં નાંખી ચુલા પર મુકીને એકરસ કરવું, પછી ઉતારી લેવું અને જરા ઠરવા આવે તેની અગાઉ ૧ રતલ કેનથારીડીસનો ઘણો જ બારીક ભુકો તેમાં નાંખી સારી પેઠે મેળવી દેવો, એ મલમબ્લીસ્ટરની જગાએ કામમાં આવે છે. એને મજબુત ઢાંકણા વાળા વાસણમાં રાખવા કે હવા જાય નહી, એ મલમની પટી હેલાયતી સફેદ ચામડી ઉપર બનાવવી.

૬૯ બ ૭ રીત—પીળું મીણ ૨ આઉંસ બકરાની ચરબી ૨ આઉંસ રાળ ૨ આઉંસ એ સઘળાને ઉપર પ્રમાણે વાસણમાં નાખી ચુલા પર મુકી એક રસ કરવું પછી તેમાં કેનથારીડીસનો બારીક ભુકો ઉપર પ્રમાણે ૨ આઉંસ નાખી મેળવી દેવો

૭૦ ૧૭ રીત-સ્પેનીસ ફ્લાઇસ ૬ આઉંસ, પ્રીપેર્ડ લાર્ડ એટલે આગળથી તાવીને ચોખ્ખી કરેલી ડુકકરની ચરબી ૪ આઉંસ રાળ ૪ આઉંસ પીળું મીણ ૪ આઉંસ એ સઘળાને એક વાસણમાં નાખી ચુલા પર મુકી એક રસ કરવું, અને તે ટાઢું પડે ત્યાં સુધી હલાવવું,

સીમ્પલ પ્લાસ્ટર—મધમાખનું મીણ ૩ આઉંસ, બકરાની ચરબી બે આઉંસ પીળી રાજન ૨ આઉંસ

એ સઘળાંને એક વાસણમાં નાખી ચુલાપર મુકી એકસરખુ કરવું, અને તે ટાઢું પડે ત્યાંસુધી હલાવવું,

## ૭૨ સાબુનો પલાસ્ટર

એક વાસણમાં શેરડીનો અથવા બાઇવનો સીરકો ૧૦ પેંટ રેડી તેના બોહારસીંગનો ભુકો ૧ રતલ નાખી ધીમા તારપર ધીમી આંચ દેવી અને તેને લાકડાથી જાડું થાય ત્યાં સુધી ઘુટવું પછી તેમાં વીલાયતી સાબુ ઝીણો કાતરી ૮ આઉંસ નાખવો તેને સારી પેઠે મેળવી ઉપર ૧૦ અઉંસ પીળું મીણ નાખવું ઘુંટી એકરસ કરી તેમાં આલિવ ઓઈલ ૨ પેંટ રેડી એકરસ કરી ચુલાપરથી નિચે ઉતારવું અને કાચના વાસણમાં ભરી રાખવું એ મલમ બનાવતી વખતે તેમાંનો ભીનાસવાળો ભાગ વરાર રૂપે ઉડાડી નાખવો, એ મલમ ઝાઝો વખત રહેશે નહિં, અને વધારે રાખવાથી બગડી જશે;

## ૭૩ સ્ટીકીંગ પ્લાસ્ટર

જેનેકોરટ પલાસ્ટર તથા આઈસીનગલાસ પલાસ્ટર પણ કહે છે ૧ ભાગ આસિન ગલાસને ૧૦ ભાગ પાણિમાં પિગાળી ગાળી લઈ તેમાં ટીંકચર ઓફ બેનઝોઈન ૨ ભાગ થોડેથોડે નાખવું પછી એક ચોકઠા ઉપર. રેશમી પાતલું કપડું તાણી બાંધી તેની ઉપર એમેળવણી ગરમ હોય

તેવામાં પીછીં વડે ચોપડવિ જ્યારે એક હાથ સુકાય ત્યારે બિજો હાથ પિછિંથી મારવો એ પ્રમાણે જેટલા હાથ એ મલમને મારવા હોય તેટલા મારવા પછિ છેવટે તેનિ ઉપર ટીંકચર ઓફ બેનજોઈન અથવા ટીંકચર ઓફ બાલાસમ પીરૂનો હાથ મારવો,

## ૭૪ ફ્રુટસાલ્ટ ( ઇનોના જેવું ) બનાવવાની રીત–

જુલાબનું મીઠું ૨ ઔંસ, સાઈટ્રટ ઓફ મેગનીસીઆ ૧ ઔંસ, પોટાસ બાઈ ટારટરાસ ૨ ઔંસ, સોડાબાઇ કારબોનાસ ૨ ઔંસ, એસીડ ટારટારીક ૨ ઔંસ. સુકી મેદાખાંડ ૨ ઔંસ, એ સઘળા ચીજો ચોકખી અને સુકી લેવી. જો મેળવણી કડવી લાગે. તો જુલાબનું મીઠું એક ઔંસ લેવું ઉપરની દવાઓ સુકી તેમજ તેને કાંઇ પણ ભીનાશ લાગે નહી તેની ઘણી સંભાળ રાખવી.

## ૭૫ પેનકીલર (પેરીડવીસના જેવું) બનાવવાની રીત–

ગાએકમનો ભુકો ૨૦ રતલ, કપુર ૨ રતલ કેએન પેપરનો ભુકો ૬ રતલ, લાઈકર આમોનીઆ ફોરસીઓર ૧ રતલ, અફીણ ૦ાા રતલ, સ્પીરીટ ઓફ વાઈન ૩૦ ગ્યાલન, એ બધાંને મેળવી ૧૫ દીવસ સુધી બરાબર બંધ રાખી ગાળી કાઢીને વાપરવું.

## ૭૬ સલફોલાઇન ( ખીલ, ચાઠાં વગેરે મટાડનારી મેળવણી ) બનાવવાની રીત—

સલફો કારબોનેટ ઓફ ઝીંક ૨ ભાગ, ગ્લીસ્ટરીન ૨૫ ભાગ, ગુલાબનું પાણી ૨૫ ભાગ, રેક્ટીફાઇડ સ્પીરીટ ૫ ભાગ એ બધાને મેળવી તેમાંથી દહાડામાં બેવાર લગાડી પછી એક કલાક રહેવા દઈ ટાઢા પાણીથી ધોઇ નાખવા.

## ૭૭ મચ્છર, ચાંચડ ન થાય તેમ કરવાની રીત.

૮૦ ભાગ બાઈ સલફાઇટ ઓફ કારબોન અને ૨૦ ભાગ કેરોસીન તેલ એ બંનેએ મીશ્ર કરીને કોટડીમાં છાંટવા.

## ૭૮ નાના ઘામાંથી લોહી નીકળતું બંધ કરવાના કાગળ.

ઉંચી જાતનો લોબાન ૧ પોંડ, ફટકડી ૧ પોંડ, પાણી ૪ પોંડ એ બધાને વાટી મેળવીને એક ટીનના વાસણમાં નાખી ઉકાળવું અને ઉકાળવાથી જેટલું પાણી ઓછું થાય તેટલું નાખતાં જવું. સારી પેઠે ઉકાળીને લોબાનનો બધો કસ પાણીમાં આવી જાય એટલે તેમાં કાગળ પલાળી કાઢીને સુકવવા બાદ તે પર પરક્લોરાઇડ ઓફ આયર્નને પાણીમાં પીગાળી તે પાણી પીંછીવતી લગાડવું. બાદ તે કાગળોને સુકવીને સરદી અને હવા ન લાગે તેવી પેટીમાં રાખી મુકવા જોઇએ ત્યારે તેમાંથી કડકો કાપી નાંના ઘા ઉપર મુકવાથી લોહી નીકળતું બંધ થાય છે.

# ભાગ ૭ મો.

## ૭૯ હાથ પરથી ડામરના ડાઘ કાઢવાની રીત—

હાથપર માખણ અથવા ઘી લગાડીને ઘસવાથી અને પછી ગરમ પાણીથી ધોવાથી ડાઘ જશે.

## ૮૦ મસ કાઢી નાખવાનો ઉપાય,

નવસારનો કટકો લઇ તેને પાણીમાં બોળી સવારે તથા સાંજે મસપર ઘસવાથી કાંઇ પણ દરદ થયા વિના તેમજ ડાઘ રહ્યા વિના મસ જતા રહેશે.

## ૮૧ ચાંદીના વાસણોને ઝાંખા થતા અટકાવવાનો ઉપાય.

કોલોડીઅનને સ્પીરીટમાં પીગાળી તે મીશ્ર પીંછીવતી વાસણોપર લગાડવું એટલે તેમને હવામાં ખુલ્લાં રાખવાથી પણ ઝાંખા પડશે નહી,

## ૮૨ પીતળની ચીજો સાફ કરવાની સરસ રીત.

ભાગ બાયક્રોમેટ ઓફ પોટાસને વાટી તે પર ૨ ભાગ ગંધકનો તેજાબ અને ૬ ભાગ પાણી નાખવુ આ મીશ્રનાં

પીતળની ચીજો ઘસીને ધોઈ નાખવો; આ રીતથી મેલામાં મેલું પીતળ સાફ થાય છે.

## ૮૩ અંધારામાં દીવા વગર અજવાળું આપનારી ચીજ.

એક કુલડીમાં કારબોનેટ ઓફ લાઇમ કારબોનેટ ઓફ સ્ટોનશીઆ અથવા કારબોનેટ બેરીઓફ્રુમ એ ત્રણમાંથી ગમે તે નાખી તેમાં થોડો ગંધકનો ભુકો નાખી હલાવીને તેપર ઢાંકી માટીવતી છાંદી લઈ તેને દેવતા પર મુકી ખુબ લાલ-ચોળ થાય ત્યાંસુધી ગરમ કરવું, બાદ નીચે ઉતારી ટાઢુ પડયા પછી અંદરનો ભુકો કાઢી લેવો, અને ખુબ બારીક વાટીને તૈયાર કરવો હુવે જે ચીજને રાત્રે અજવાળું આપે તેવી કરવી હોય, જેમ કે ઘડીઆળમાં દીવા વિના વખત જોવાય તેમ કરવું હોય તો તે પર જરા ગુંદનું પાણી લગાડીને ઉપરનો તૈયાર કરેલો ભુકો કપડામાં નાખી તે પર છાંટવો. આ પ્રમાણે કરીને તે ચીજને આખો દીવસ દેવતા સામે અથવા સુરજની ગરમીમાં રાખી મુકવી અને રાત્રે ઘરમાં મુકવી એટલે અંધારામાં પણ તે ચળકતી દેખાશે.

## ૮૪ કલાઈનું ઝાડ.

પ્રોટોક્લોરાઇડ ઓફ્ટીનમાં થોડું પાણી તેને એક કાચના પ્યાલામાં ભરવું. આ પ્યાલામાં ૧ કલાઇની સળી વાંકી મુકીને તે સળીને ઉપર છેડેથી જરા પાણીની ધાર કરવી,

આ પ્રમાણે કરી તેને થોડીવાર સ્થિર રાખવું. એટલે સળી ઉપર ઝાડ આકાર બની રહેશે. આ ઝાડ નીચેના મીશ્ર-માંથી બનતું નથી મિશ્ર અને કલાઇની સળી એ બંનેના સંયોગથી વીજળી પેદા થઈ બને છે.

## ૮૫ શીસાનું ઝાડ અથવા જેને શનિવક્ષ કહે છે તે બનાવવાનિ રીત.

૩૯ ગ્રેન શુગર ઓફ લેડને ૨ા શેર પાણીમાં પીગાળી આ પાણીમાં ૧ જસતના કટકાને મરજી મુજબ ટીપીને દોરીથી લટકાવો એટલે થોડા કલાકમાં તેના ઉપર ઝાડ જેવો આકાર બની રહેશે.

## ૮૬ સળગાવાથી સાપ જેવી આકૃતિઓ બને તેવી સળીઓ.

નાઇટ્રેટ ઓફ મરકયુરીને ધીમે ધીમે સલફોસાઇનાઈડ ઓફ પોટાસીઅમના પાણીમાં નાખવું, બંને મિશ્ર થતી વખતે તેમાંથી લાલ રંગનો ધુમાડો નીકળશે તે સુંઘવો નહિ અને તેને ખુલ્લી હવામાં રાખવું. થોડીવાર પછી મીશ્ર સ્વચ્છ દેખાસે અને નીચે એક જાતનો ધોળો ભુકો માલમ પડશે આ ભુકાને બ્લોટીંગ પેપર ઉપર ગળી લેવો અને તેમાં જરા ગુંદનું પાણી અને ઘણોજ થોડા સુરોખાર વાટીને

નાખવો અને તેમને ખુબ ઘુંટીને નાની નાની પેનસીલ જેવી જાડી અને ૧। ઈંચ લાંબી સળીઓ બનાવવી. આ એક સળીને એક છેડેથી સળગાવવાથી તેમાંથી મોટાં સાપ જેવા ગુંચળાં નીકળશે અને તે ૨૫ ફીટ લાંબા થશે.

## ૮૭ ચોમાસામાં સંચા એને ખેતીના હથિયારો કાટથી ન બગડે તેમ કરવાનો ઉપાય.

૦॥ શેર ચરબી અને ૧ તોલા રાળ એ બંનેને ભેગા પીગાળવાં, અને ટાઢું થયા પછી સંચા, ચાકુ. ખેતીનાં હથિઆરો વિગેરે પર લગાડવાથી તે પર કાટ ચઢતો નથી.

## ૮૮ દાંતનું મંજન.

ફુલાવેલી ફટકડી. હીરાબોળ અને શોભાને માટે કોઇ નુકસાન ન કરે એવો રંગ એ બધાને બારીક વાટીને મેલવી વાપરવાં,

## ૮૯ સૌથી સરળ અજવાળુ કરવાનિ રીત.

શુદ્ધ સુરાખારને વાટી સુકવવો, બાદ તેને એક કુલડીમાં ભરવો, અને તેની વચમા જરા ખાડો કરી તેમાં વટાણા જેવડો ફોસફરસનો કટકો મુકવો, આ કટકાને સળગાવવો એટલે તેની ગરમીથી સુરોખાર પીગળશે તેથી તેમાંથી ઓકશીજન નામનો ગ્યાસ નીકળી ઘણું સરસ અજવાળું આપશે.

## ૯૦ આગ ઓલવવાની સરસ રીત.

૪ આંસ કારબોનેટ ઓફ પોટાશને ગરમ પાણીમાં પીગાળીને બાટલીમાં રાખી મુકવો. જ્યારે જોઈએ ત્યારે એક ટાઢા પાણીના કુંડામાં નાંખી તે પાણી આગપર છાંટ-વાથી આગ તરત બુઝાઈ જાય છે. કેરોસીન ઓઈલની આગ લાગી હોય તો આ મિશ્ર કદી છાંટવું નહિ.

## ૯૧ દુધનો ભુકો બનાવા રાખવાની રીત.

ાા ડ્રામ કારબોનેટ ઓફ સોડાને ૨ આંઉસ પાણીમાં પીગાળવો, અને તેમાં ાા શેર તાજુ દુધ અને ૧ શેર ખાંડ નાખી હલાવવું. પછી તે બધાને એક છાછરી થાળીમાં નાખી અંગારાપર મુકીને સઘળુ પાણી ઉરાડી નાખવું અને નીચે રહેલો સાફ બાટલીમાં ભરો સખત બુચ મારી તે પણ મીણ અથવા લાખ ચોટાડવી. જ્યારે જોઇએ ત્યારે આ ભુકામાંથી ૬ આંસ લઈ તેને ૧ા સેર ગરમ પાણીમાં મેળવવો એટલે દુધ ન મલે તે ઠેકાણે દુધની ગરજ સારે છે, તેમજ ચા અથવા કાફીમાં પણ કામ આવે છે આ રીત ઘણી સારી છે,

## ૯૩ બીજી રીત

તાજું ઉકાળેલું દુધ અને મલાઈ કાડી લીધેલું દુધ ૧૦ શેર કારબોનેટ ઓફ સોડા ડ્રામ એ બંનેને મેળવીને

એક વાસણમાં ભરી તેને બીજા વાસણમાં મુકી ઉકાળવું, અને સારી પેઠે જાડું થયા પછી તેમાં ૩ા શેર ખાંડ નાખી ફરીથી ઘણીજ ધીમી આંચે સુકવવું. આ રીતે સુકાએલા ભુકામાં પહેલા કાઢી લીધેલી મલાઇ ભેળવી ખુબ ઘુંટીને કાંના મુખ વાળી હવા ન સંચરે તેવી બાટલીમાં ભરવું અને જોઇએ ત્યારે ઉપરની માફક વાપરવું.

## ૯૪ સુકાઇ જતાં ફુલના ઝાડને તાજાં કરવાનો ઉપાય,

એમોનીઅમ સલફેટ ૪ ઔંસ, સુરોખાર ૨ ભાગ અને ખાંડ ૧ ભાગ એ બધાને બારિક વાટીને ૨ા શેર પાણીમાં પીગાળવાં આ મિશ્રમાંથી ૨ા તોલાપાણી લઈ બીજા ૧૦ તોલા પાણીમાં નાંખી નબળા ફુલઝાડપર અઠવાડીઆમાં બે વખત છાંટવાથી તે તાજાં થાય છે અને જોરથી ઉગવાં માંડે છે.

## ૯૫ સીરકો બનાવવાનિ રીત,

પાણી ૧૬ ભાગ ગોળ ૧ ભાગ, ખમીર જેને ઈંગ્રેજીમાં ઈસ્ટર કહે છે, તે ૧ ભાગ અને થોડો સીરકો એ બધાને મિશ્ર કરીને ગરમ કોટડીમાં ૧૦ થી ૩૦ દિવસ રાખ્યાથી સરસ સીરકો બનેછે.

## ૯૬ દાંતમાંના દરદનો ઉપાય.

લાઇકર એમોનીઆમાં જરા રૂ બોળીને દુખતા દાંતપર મુકવાથી દરદ કમી થાય છે,

## ૯૭ સાર્સાપરીલાનો અર્ક બનાવવાનિ રીત.

સાર્સાપરિલાનાં મુળીઆં ૧ ભાગને ૧૭ ભાગ પાણીમાં નાંખી ૧૦ ભાગ પાણી રહે ત્યાંસુધી ઉકાળવાં. બાદ ઉપરનું પાણી કાઢી લઇ ફરીથી બીજું ૬ ભાગ પાણી નાખી ૪ ભાગ રહે ત્યાં સુધી ઉકાળવું. પછી બંને પાણીને ભેગાં કરી તે વાસણને બીજા પાણીના વાશણમાં મુકી તે પાણીને ઉકાળવું આ રિતે જાડા સરબત જેવું થાય ત્યાં સુધી ઉકાળીને બાટલીમાં ભરી લેવું, પહેલાં મુળીઆંને પાણી સાથે ઉકાળતી વખતે મુળીઆંને પાણી સાથે ઉકાળતી વખતે તેમાં થોડાં જેઠીમધનાં મુળીઆં નાખ્યાં હોય તો અર્ક વધારે સારો નીકળે છે. અને તેનો સ્વાદ પણ વધારો સારો થાય છે.

## ૯૮ સોનાની ચીજો સાંધવાનું સીલ.

સોનુ ૨૪ ગ્રેન, ચાંદી ૯ ગ્રેન, ત્રાંબુ ૬ ગ્રેન, પિતળ ૩ ગ્રેન એ બધાને એકઠા પિગાળીને મિશ્ર કરવાં, પછી તેના કટકા કર સોનાની ચીજોમાં વચમાં રાખી ગરમ કર્યાથી

તે ચીજો સંધાઇ જાય છે. આ મિશ્ર હલકી જાતનો સોના માટે છે ઉંચા માટે સોનાનું પ્રમાણ વધારી બીજી ચીજોનું પ્રમાણ ઓછું કરવું,

## ૯૯ જર્મન સીલવર પાલીસ કરવાની રીત.

એકસાઇડ ઓફ આયર્નને તેલ મેળવી ચામડાના કટકા ઉપર લઈ ઘસવાથી જર્મન સીલવરની ચીજોપર સારો ચળકાટ આવે છે.

## ૧૦૦ અગરબતી બનાવવાનિ રીત.

કૃષ્ણાગર ૪ ભાગ. સુગંધી વાળો ૨ ભાગ નાગરમોથ ૪ ભાગ, તજ ૪ ભાગ તગર ૨ ભાંગ, કચોરા ૨ ભાગ ચંદન ૧૮ ભાગ દગડફુલ ૨ ભાગ. ધવલાં ૨ ભાગ નાંખવો ૪ ભાગ, ગુગલ ૨ ભાગ, શીલારસ ૧૮ ભાગ, કસ્તુરી ૦ા ભાગ મેદ્દાલકડી ૯ ભાગ એ બધી ચીજો લઇ કસ્તુરી અને શિલારસ સિવાયની બાકીની બધી ચીજો ખાંડી લુંગડાથી ગાળી કાઢવી. પછી કસ્તુરી અને ખાંડેલા ભુકો બંને શીલારસમાં મેળવવાં, અને થોડો કાળો રંગ આપવાને જરા કોયલા ખાંડી નાંખીને ખુબ ચોળાવું, ચીકાશ જરાં થોડી લાગે તો થોડો ગોળ મેલવવો. પછી વાંસની ઝીણી સળીઓ કરી તે ઉપર ઉપરની મેળવણી જેવી જાડી પાતળી કરવી હોય તેના પ્રમાણમાં ચોપડવી એટલે અગરબતી તૈયાર થશે. સળી ઉપર મેળવણી ચોપડવી વખતે હાથે ચોટી ન જાય તેટલા

માટે અબીલ અગર અગરબતીનો ખાંડેલો ભુકો હાથે લગાડીને કામ કરવું, પછી તે હાથે ચોટશે નહિ,

## ૧૦૧ બીજી રીત.

મલબારી ચંદન ૦।। શેર, કૃષણા ૦। શેર, દેવદાર ભુકો અઘોળ ધવલા ૧ તોલો, બાલ્હી ૪ તોલા નખલો ૫ તોલા મેદાલકડી ૪ તોલા, લોબાન કોડીયો ૫ તોલા, કસ્તુરી ૦।। તોલો ગુગળ ૨ તોલા સાકર ૫ થી ૧૧ તોલા અંબર ૧।। તોલો એ જણસો લઈ મધ અને કસ્તુરી સિવાય બધી વસ્તુઓ ખાંડી કપડાથી ચાળી તેને મધ અને કસ્તુરીમાં ખુબ ઘુંટવું અને ચીકાશ થાય ત્યારે પહેલા પ્રકારમાં કહ્યા પ્રમાણે તેની અગરબતીઓ વાળવી,

## ૧૦૨ અબીલ બનાવવાની રીત.

સુગંધી વાળો ૧૦ તોલા કપુર કાચલી ૧૦ તોલા ધવલો ૧૦ તોલા સફેદ ચંદન ૧૦ તોલા નાગરમોથ ૨૦ તોલો કેસર ૨ માસા, કસ્તુરી ૧ વાલ, જાવંત્રી ૧ તોલો જાયફળ ૧ તોલા એલચી ૧ તોલો એ બધી વસ્તુએ.ને બારીક વાટી સારી પેઠે ઘુંટી તેને ગુલાબનો પટ દેઈ ઉપયોગમાં લેવું.

## ૧૦૩ બીજી રીત

સફેદ વાળો ૧૦ તોલા કપુર કાચલી ૧૦ તોલા

ધવલા ૧૦ તોલા સફેદ ચંદન ૧૦ તોલા, મોથ ૨૦ તોલા કેસર ૬ માસા કસ્તુરી ૧ વાલ, જાયફલ ૧ તોલો જાવંત્રી ૧ તોલો એલચી ૧ તોલો એ બધી ચીજો ખાંડી કપડાથી ચાળી તેને ગુલાબ જલમાં પલાળી છાંયડામા સુકવવા, એ પ્રમાણે ૭ દીવસ કરવું તેથી ઘણો સારો અબીલ થાય છે,

## ૧૦૪ આંખોનું અંજન

સીસુ ૧ તોલો પારો ૧ તોલો પહેલા સીસાને ગરમ કરી તેમાં પારો નાખી તેને વાટીને મોતી ૪ વાલ ભીમ શેની બરાસ ૪ વાલ, સુરમો ૫ વાલ એ બધાને મેળવી રાખવું તેને દીવસમા બે વખત સળી વડે આખમા આજ વાથી આંખના સર્વ રોગ મટશે,

## ૧૦૫ સારસા પરીલા બનાવવાની રીત.

સારસાપરીલાના મુળીઆ ૪ આંસ લઈ તેના બારીક કડકા કરી તેને ૪ પોઈન્ટ ટાઢા પાણીમાં ચાર કલાક સુધી પલાળી મુકવા પછી તે મુળીઆને પાણીમાંથી બહાર કાઢી તેને સારી પેઠે છુંદીને પાછા પેલા પાણીમાં નાખી ચુલા ઉપર ઉકાળવા મેલવું પાણી બળીને અડધો અડધ થઇ જાય ત્યાં સુધી ઉકાલ્યા પછી ઉતારી પાણી ટાઢું પાડી ગાળી લેવું એ રીતે સારસાપરિલાનો ઉકાળો થશે,

એ ઉકાળો દરદીને એક ગલાસ ભરી દીવસમાં ત્રણ વખત પાવો અને ઉપર દુધ પાવું લોહી સાફ કરવાની તરેહવાર દવાઓ આવે છે તેમાં સારસા પરિલા એક અકસીર દવા છે.

## ૧૦૬ મોટા પવનમાં હોલવાઈ ન જાય એવી મીણ બતીઓ બનાવવાની રીત

મલમલના જેવું ઝીણું કપડું લઈ તેની ઉપર મીઠું પાથરવું અને તે કપડાનેમીણબતીના કડકા ઉપર લપેટી લેવું પછી તે સળગાવી મોટા ભારે પવનની જગયાએ મુકીએ તોપણ તે મીણબતી બળ્યા કરશે અને હોલવાશે નહિ.

## ૧૦૭ ચમત્કારી જુલાબ.

એક સારૂ પાણીછલું નાળીએલ લઈ તેનું કાણું પાડી તેમા નેપાળાના છોલેલાં બીઆં મોં સુધી ઠાંસી ઠાં-સીને ભરવા અને નાળીએરમાનું પાણી એમનું એમ રહેવા દેવું પછી તેને લાકડાનો મજબુત ડાટો મારી તે ઉપર કપડમટી કંરીને તે નાળીએરને પંદર દીવસ સુધી ઉકરડામાં દાટીને કાઢવું પછી અંદરના નાળીએરનું પાણી કોપરૂ અને નેપાળો સરવેને બારીક વાટયા પછી એક સ્વચ્છ કાચની બાટવીમાં ભરી રાખવું જયારે રેચ દેવાનો

લેવાનો હોય ત્યારે તેને લેપ ફક્ત ફુટી ઉપર કરવો એટલે થોડા તખતમાં જુલાબ લાગશે જુલાબ બંધ કરવો હોય તો લેપ ધોઈ નાખવો એટલે જુલાબ બંધ થશે.

## ૧૦૮ હીરા બનાવવાની રીત.

ચોખો કાસ્ટીક પોટાશ ૧૫ તોલા સપેતો ૮૫ તોલા, ક્ષોરાસીય આસીડ પાા વાલ, ઘણીજ ઝીણી રેતી ૫૦ તોલા એ સઘળી ચીજો લઈ એક ભુસમા ભરી ભઠીમાં ૨૪ કલાક સુધી મુકી ગાળવી પછી તેને ધીમે ધીમે ઠંડી પડવા દેવી આ મેળવણીમાંથી મરજી મુજબ ચીજો બનાવવી તે આબે-હુબ હીરાની બનાવેલી હોય તેવી લાગશે.

## ૧૦૯ બીજી રીત.

ઘણીજ સફેત ઝીણી રેતી ૩૦૦ તોલા, આરસોનીઅસ ૧ તોલો ટંકણ ૨૭ તોલા આલ્કોહલથી શુદ્ધ કરેલો પોટાસ ૮૬ તોલા ઘણો ચોખો સપેતો ૫૧૪ તોલા એ બધાને ઉપર મુજબ ગાળવા.

## ૧૧૦ ત્રીજી રીત.

ઘણીજ ઝીણી ચોખી રેતી ૧૫૦ તોલા સપેતો ૨૫૫ તોલા, ચોખી રેતી ૧૫૦ તોલા સપેતો ૧૫૫ તોલા ચોખો કાસ્ટીક પોટાસ ૪૮ તોલા પોરસીક આસીડ ૧૪ તોલા.

આરસીનીઅસ આસીડ ૦ાા તોલો એ બધાને એકઠા એક ભુક્ષમાં ભરી ભઠીમાં ૧૪ કલાક સુધી ગાળવા પછી તેને ધીમે ધીમે ઠંડા પડવા દેવા.

## ૧૧૧ ચોથી રીત

ચોખો સીલીકા ૮ આઉસ આરપોનેટ ઓફ પોટાસ ૧ાા રતલ બંને એકઠા કરી ગાળવાં તે ઠંડુ પડયા પછી તેમાં ઉભરા આવતા બંધ પડે ત્યાં સુધી નરમ નાઇટ્રીક આસીડ નાખતા જવું ઉભરા આવતા બંધ પડયા પછી જ્યાં સુધી આસિડની નીશાની માલમ પડે ત્યાં સુધિ તે મેળવણીને ચોખા પાણીથી ધોવી બાદ તેને સુકવી તેનું તોલ ટરત તેના દર અઊસે એક આઉસ ટંકણખાર મેળવયા પછી ૧૧ આઉસ ચોખો સપેતા ઉમેરવા એ બધાને એક ખલમાં વાટીં બરાબર મેળવીને ગાળી તદ્દન ઠંડા પાણી-માં રેડી દેવું. પાછા તે ભુકાને સુકવી ખલમાં વાટીને ગાળી ઠંડા પાણીમાં રેડી દેવું. આ પ્રમાણે ત્રણ વખત કરવું, પણ દર વખતે સીશું જાય તે કહાડી નાખતા રહે-વું. ત્રીજી વખતે એ ભુકાને પાણીમાં રેડી સુકવ્યા પછી તેમાં પાંચ દ્રામ સુરોખાર મેળવી ફરી ગાળવો તેથી મુસમાં પીગળેલી મેળવણી રહે તે ઠંડી પડયા પછી હીરાને જેવી ચળકતી થશે

## ૧૧૨ માણેક, પાનાં, શ્વર ( પોખરાજ વગેરે બનાવવાની રીત.

હીરા બનાવવાની નંબર ૧૧૨ વાળી રીતમાં લખેલી મેળવણી કરતાં પહેલા જે ચીજના માટે જે રંગ હોય, તે રંગની મેળવણી પહેલાંથી તેમાં ઉમેરવી. તેથી જોઈતા રંગ ચડશે મન પસંદ રંગ કરવા માટે નીચેની મેળવણીમાંથી તે મેળવણીમાં ઉમેરવી.

ઓક્ષાઈડ ઓફ ગોલ્ડથી માણેકના જેવા લાલ રંગ થશે, ઓક્ષાઈડ ઓફ સીલવરથી પીળો, ખુલ્લો પીળો, ઘેરો પીળો, નારંગીઓ વિગેરે રંગો થશે ઓક્ષાઈડ ઓફ આર્યન એટલે લોખંડના કાટથી લીલો પીળો, રાતો કે કાળો રંગ થશે. ઓક્ષાઈડ ઓફ કરોમીઅમથી ઘણોજ સારો લીલો રંગ થાય છે. ઓક્ષાઇડ ઓફ કોબાલટથી ભભુકાદાર આશમાની રંગ થશે. કાચમાં જે રંગ ઘણો ભભકાદાર દ.પ છે આક્ષાઇડ ઓફ યુરેનીઅમથી થાય છે. સોથલ અથવા ઓક્ષાઇડ ઓફ ટીનથી દુધ જેવો સફેત રંગ થાય છે.

## ૧૧૩ મોતી બનાવવાની રીત.

બવીક જોતની માછલીના ભીંગડાને પાણીમાં પલાળી ધોવાથી ચાંદીના ભુકા જેવો ઘણો સરસ પદાર્થ છે. તે ભુકો

પીગળેલા કાચની પાતળી કુંકીને પોલી ગોળીઓ બનાવી તેમાં ગુંદ લગાડી ભરવો. અને જરૂર પડે તો બાકીની પેલી જગા મીણુથી ભરવી. તેથી ખરાં મોતી જેવાં પ્રકાશવાળાં મોતી થશે. તેવાં બનાવેલા મોતી પારીસમાં કંઠીઓ અને કાનનાં ઘરેણાં વગેરેમાં જથાબંધ વપરાય છે. વળી એવું કહેવાય છે કે સફેત બેટ જાતની માંછલીના ભીંગડામાંથી ઉપર કહેલી માછલી કરતાં વધારે સરસ રંગનો ભુકો નીકળે છે.

## ૧૧૪ લીલમ અથવા પાના બનાવવાની રીત.

નંબર ૧ તથા ૨ વાળી મેળવણીમાંથી ૮૦૦૦ ગરેન લઈ તેમાં કારબોનેટ ઓફ કોપર ૬૫ ગરેન અને ગયાસ ઓફ એન્ટીમની ૭ ગરેન નાખી બધાને સાથ ગાળવાં,

## ૧૧૫ પરવાળાં બનાવવાની રીત.

ઝાડની નાની ડાખળીઓના કટટા કરી તેની ઉપરની છાલ કહાડી નાખી સાફ કરવી, પછી બે ડ્રામ ચોખો હીંગલોક અને એક ઔંસ રાળ ને એક વાસણમાં નાખી અગની ઉપર ગરમ હોય તેડલામાં પેલી ડાંખળીના સાફ કરેલા કટકા ઉપર બરાબર લગાડીને સુકવવી, તેથી પરવાળાની ડાંડીનાં જેવી થશે. બીજી કોઇ પણ ચીજ ઉપર એ મેળવણી લગાવાથી પણ પરવાળાના જેવી થવે.

## ૧૧૬ બીજી રીત.

સફેત રંગના પરવાળાં બનાવવાં હોય તોપણ ઉપર પ્રમાણે બનાવવાં પણ તેમાં તફાવત એટલો કે હીંગળોકમા સફેતો નાખી ઉપર રાળની સાથે મેળવી દેવો.

## ૧૧૭ મોસમ વગર ઝાડ ઉપર ફળ લાવવાની રીત.

ખાતરની સાથે નવસાર અને ચુનો મેળવીને ઝાડના મુળમા નાખવાથી મોશમ વગર ફળ આવશે.

## ૧૧૮ ઝાડ ઉપર મોટાં ફળ લાવવાની રીત

મહુડાના ફુલનો અર્ક, જેઠીમધ અને સાકર એ બધાને મેળવી ઝાડના મુળમાં શીંચવાથી ફળ મોટાં આવશે,

## ૧૧૯ ફળ અથવા ફુલને જલદી ઉપાડવાની રીત.

જે જાતનું બી વાવવાનું હોય તેને ચણાની ખડાઈમાં પલાળી સુકવવું, અને તે સુકાય એટલે ફરીથી પલાળી સુકવવું. આ પ્રમાણે સાત વખત કર્યા પછી તે બીને વાવવું એટલે ફુલ તથા ફળ જલદીથી ઉધી નીકલશે.

## ૧૨૦ બોરડી ઉપર મોટાં બોર લાવવાની રીત.

જેઠીમધનો ઉકાળો કરી ઠંડો પાડી જ્યાસુધી ઝાડ પર ફુલ આવે ત્યાં સુધી સીંચતા રહેવું. ફુલ આવ્યા બાદ તલ અને જેઠીમધનો ભુકો કરી મધ અને પાણીમાં મેળવી

ઝાડના મુળમાં નાખવું. તેથી બોરડી ઉપર મોટાં મીઠાં બોર આવશે.

## ૧૨૧ કેળના ઝાડપર મોટાં કેળાં લાવવાની રીત,

કેળનો છોડ જમીનમાં વાવતી વખતે એક લોઢાના સળીઆને અગ્નીમાં તપાવી લાલચોળ કરી તેનાથી પેલા છોડની ગાઠમા કાણું પાડી તેમાં હાથીદાંતનો ભુકો ભરવો પછી તેને જમીનમાં દાટવો તેથી તેના ઉપર મોટા કેળાં આવસે.

## ૧૨૨ ઝાડમાં મોટાં ફળ ઉગાડવાની તથા તેનાં ન્હાનાં બી કરવાની રીત.

મહુડાંના ફુલનો અર્ક અથવા ચોખાં મહુડાં, જેઠીમધ અને ખાંડ એ બધાંને મેળવી ઝાવનાં મુળીયામા દરરોજ સીંચતા રહેવું. તેથી તેના ફળના માવામાં વધારો થઇ બી ન્હાનાં થતાં જશે. ઘણા વરસે તે ઝાડમાં સુધારો થઈ સમુળગા બી વગર ફળ આવશે.

## .૧૨૩ ઝાડના મોટાં ફળ ઉગાડવાની તથા તેનાં ! ન્હાંનાંની કરવા રીત

આંબાની કેરી સારી મોટી ઉઘાડવા માટે વાળો અને નાગરમોથ દુધમાં કે પાણીમાં ઉકાળી આંબાની આજુબાજુ ખાડો તેમાં સીંચતા રહેવું.

## ૧૨૪ નારંગીઓ મોટી સારિ ઉગાડવાની રીત

નારંગીના ઝાડની આજુબાજુ ફરતો ખાડો કરી તેમાં દુધ ગોળ અને કોઈ પણ જનાવરના માંસની મેળવણીવાળું ખાતર નાખવું.

## ૧૨૫ કાળી ચંમેબી ઉગાડવાની રીત

કોરાંટી અને કણેરાના કુલોને દારૂમાં પલાળી તે દારૂને થોડાક મહીના સુધી ચંબેલીના વેલામાં સીંચવો. તેથી ચંબેલી સફેત આવવાને બદલે કાળી આવશે,

## ૧૨૬ પીળા રંગનું રૂ ઉગાડવાની રીત.

તલ, હળદર. સાતુ અને પલસાનાં ફૂલો સરખા ભાગે લઈ એ બધાનો આટો કરી એક કુંડામાં મટોડી ભરી તેના ઉપર આટો ભરવો, પછી તે કુંડામાં કપાસના બી વાવવાં અને દરરોજ ઉપરનો આટો મટોડી સાથે થોડો મેળવવો આથી ઝાડની ઉપર પીળા રંગનું રૂ ઉગશે,

# ભાગ ૮ મો.

## ૧૨૯ સોનું બનાવવાની રીત--

( બાર રૂપીએ તોલાની કીંમતનું સોનું ) " સ્પેનીશ કોપર " એટલે સ્પેન દેશથી આવતું ત્રાંબુ ૬ાા પેનીવેટ, ચોખ્ખું રૂપું ૩ાા પેનીવેટ સીક્કાનું સોનું (ગીનીનું સોનું) ૧૬ પેનીવેટ, પ્રથમ ત્રાંબાને મુસમાં ગાળી તેમાં રૂપું તથા સોનું નાખી ગાળી ને મેળવવું.

## ૧૩૦ બીજી રીત—

આઠ રૂપીએ તોલાની કિંમતનું 'સ્પેનીશકોપર' ૮ઔંસ અને ૮ પેનીવેટ ચોખ્ખું રૂપું ૧૦ પેનીવેટ, સોનું સીક્કાનું ૧ ઔંસ પ્રથમ ત્રાંબાને ગાળી તેમાં રૂપું તથા સોનું ગાળીને મેળવવું.

## ૧૩૧ ત્રીજી રીત--

પોણાબે રૂપીએ તોલાની કિંમતનું હલકું સોનું ૨ થી ૩ વાલ, રૂપું ૧ થી ૧ાા વાલ, ત્રાંબુ ૧૬ વાલ બધાને ગાળી મેળવવું.

## ૧૩૨ ચોથી રીત—

જસત ૧ ભાગ. ત્રાંબુ ૭ ભાગ પ્લેટીનમ ૧૬ ભાગ ત્રણેને સાથે ગાળી મેળવવા, આ ધાતુ સોનાના જેવા રંગની થશે.

## ૧૩૩ પાંચમી રીત—

ધાતુ ગાળવાની મુસમાં ૩॥ ઓંસ ત્રાંબુ નાંખી ગાળવું ગળી તેમાં ૧॥ ઓંસ પીતળ ઉમેરવું. તે બેઉ ગળી જાય કે તેમાં ૧૫ ગ્રેન ક્લાઈ નાખી બધું મેળવવું, તેથી સોનાના જેવી ધાતુ થશે.

## ૧૩૪ છઠી રીત—

જસત ૧ ભાગ, પ્લાટીનન ૭ ભાગ ત્રાંબુ ૧૬ ભાગ એ બધાને ગાળી મેળવવાથી સોનાને આબેહુબ મળતી ધાતુ થશે.

## ૧૩૫ સાતમી રીત—

સોનાને મળતી આવે તેવી ધાતુ ત્રાંબુ ૯૦ થી ૧૦૦ ભાગ, એલ્યુમીન્યમ ૫ થી ૭॥ ભાગ. સોનું ૨॥ ભાગ, એ બધાને સાથે ગાળીને મેળવવા એ ધાતુ સોનાને બરાબર મળતી આવશે. તે એકાએક પરખી શકાશે નહિ. તે ધાતુ કેટલીક જગાએ સોનાના બદલે વપરાય છે.

## ૧૩૬ આઠમી રીત—

( સોનાના સીક્કા બનાવવા માટે મેળવણી ) સોનું ૯૦ ભાગ ત્રાંબુ ૧૦ ભાગ બંનેને સાથે ગાળી મેળવવા.

## ૧૩૭ નવમી રીત—

ત્રાંબુ અને જસત બંને સરખાં લઇ મુસમાં નાંખી ત્રાંબુ પીગળે તેટલો તાપ આપી બંનેને હલાવી એકરસ કરવાં પછી તેમાં સેકડે પાંચ ભાગ બીજું જસત નાખવું તેથી સોનાના જેવી ધાતુ બનશે.

## ૧૩૮ દસમી રીત—

ત્રાંબુ ૧૦૦ ભાગ જસત ૫૪ ભાગ, બંનેને સાથે બાળવાથી સોનાના જેવો રંગ થશે ઉપરની ધાતુ કરતાં ઉતરતી થશે.

## ૧૩૯ અગીઆરમી રીત—

ત્રાંબુ ૩ ભાગ, જસત ૧ ભાગ, બંને જુદા જુદા ઓગાળી રસ થાય કે એકઠા મેળવી દેવાં.

## ૧૪૦ બારમી રીત

ત્રાંબુ ૧૦ ભાગ, એલ્યુમીન્યમ ૧ ભાગ બંનેને મેળવવાથી ઘણીજ આબાદ સોના જેવી ધાતુ થશે.

## ૧૪૧ ચઉદમી રીત

ચોકખું ત્રાંબુ ૧૦૦ ભાગ મેગનીશીઆ ૬ ભાગ, કમરશીઅલ ટાર્ટર ૯ ભાગ, નવસાર ૫ ભાગ, કળીચુનો ૪ ભાગ, પ્રથમ ત્રાંબાને ગાળી તેમાં ધીમે ધીમે નવસાર, ટારટાર, ચુનો અને મેધનીશીઆ નાંખતા જવું પછી તે મેળવણીને અરધો કલાક સુધી હલાવ હલાવ કરી એકરસ થાય એટલે તેમા કલાઇ નાખી બધાને સાથે ઓગાળી દેવાં. બધી ચીજો પીગળી એકરસ થાય કે તેના ઉપર ઢાંકણું દેવું. આ ધાતુમાં અને ખરા સોનામાં કાંઇ પણ તફાવત રહેશે નહિ.

## ૧૪૨ પંદરમી રીત

ત્રાંબુ ૧૧ ભાગ, જસત ૪ ભાગ, બંને સાથે ઓગાળવાથી આબેહુબ સોનાને મળતી ધાતુ થાય છે તેમ તે ટીપવામાં ઘણીજ લાયક થાય છે કે તેના જેવી બીજી કોઈ ધાતુ નથી.

## ૧૪૩ રૂપુ બનાવવાની રીત

ધાતુ ગાળવાની મુસમાં ૧ રતલ ત્રાંબુ નાંખી ગાળવુ, પછી તેમાં ૦ાા ઓંસ કલાઈ નાખી બેઉને ગાળી મેળવવાં.

## ૧૪૪ બીજી રીત

( રૂપાને મળતી આવે તેવી ધાતુ ) ૨૫ ભાગ મનગાનીઝ, ૫૫ ભાગ ત્રાંબુ અને ૨૦ ભાગ જસત. એ બધાને ગાળી મેળવવા.

## ૧૪૫ ત્રીજી રીત

લોઢું ૫ ભાગ, મનગનીઝ ૨૦ ભાગ, નીકલ ૬ ભાગ, જસત ૪૦ ભાગ. એ બધાને ગાળી મેળવવાં.

## ૧૪૭ પીંચબેંક નામનો સોના જેવી ધાતુ બનાવવાની રીત

ત્રાંબુ ૧ ઔંસ અને જસત ૧ ઔંસ પ્રથમ ત્રાંબાને મુસમા ગાળી તેમાં જસત નાખવું પછી તે મેળવણીને બીબામાં નાખી કહાડી લેવી.

## ૧૪૮ બીજી રીત,

પીતળ ૧ ઔંસ અને ત્રાંબુ ૧।। થી ૨ ઔંસ બનેને મુસમાં નાખી ઉપર કોલસાનો ભુકો નાખો સખત તાપ આપી ગાળવું,

## ૧૪૯ પ્રીન્સીસમેટલ નામની સોના જેવી ધાતુ બનાવવાની રીત

ત્રાંબુ સ્તલ અને જસત ૧ સ્તલ બંને સાથે ગાળવા,

## ૧૪૯ કલાઇમાંથી સોનું બનાવવાની રીત.

કલાઇ તોલા ૧૨ લઈ એક મુસમાં તાવી તેમાં ૬ તોલા પારો નાખી સારી પેઠે કલાઇ સાથે મળી જાય ત્યારે તે મેળવણીને એક ખરલમાં નાખવી, તથા તેમાં ૬ તોલા નવસાર અને ૭ તોલા ગંધકના ફુલ નાખવા, પછી તેને સારી પેઠે ખરલ કરી પછી અરધા કલાક સુધી ગરમ કરવું. તેથી બીજી ચીજો ઉડી જઈ કલાઈ ગંધકની સાથે મળી સોનાના રંગની ચળકતી ધાતુ થઇ રહેશે, આ ધાતુને અંગ્રેજીમાં "મોસાઈક ગોલ્ડ" કહે છે, તેને તાપમાં નાખવાથી તરત પીગળી જાય છે. તેમજ તાપ આગળ ઘણીવાર સુધી સોનાની પેઠે ઠરતું નથી,

## ૧૫૧ પોલાદ જેવી સખત અને રૂપા જેવી ચળકતી ધાતુ

ત્રાંબુ અને કલાઈ સરખા ભાગે મેળવવાથી ઉપરની ધાતુ થાય છે.

## ૧૫૨ ત્રાંબાનું રૂપુના જેવા રંગનું બનાવવાની રીત

એક રતલ ત્રાંબામાં ૦॥। ઔંસ કલાઈ નાખી ગાળીને મેળવી દેવી, તેથી ત્રાંબુ રૂપાના જેવું થશે. તેમજ તેનો અવાજ પણ રૂપીઆના જેવો થશે.

## ૧૫૩ બીજી રીત

સોમલ ૧ રતલ લઇ તેને મુષમાં નાખી તેના ઉપર અઢી રતલ ત્રાંબાની કરચો કરી ગોઠવવી, અને તેના ઉપર સોમલ ૧ રતલ મુકી તેના ઉપર સોમલ ૧ રતલ મુકી તેના ઉપર બીજુ અઢી રતલ ત્રાંબુ મુકવું એ પ્રમાણે સોમલ અને ત્રાંબુ જેટલું કરવું હોય તેટલું ગોઠવવું. પછી છેવટે તેના ઉપર થોડાક મીઠાનું પડ દેવું, અને તે સાગળાને ગરમી આપી ઓગાળવા તેથી પણ સફેત ચળકતી રૂપા જેવી ધાતુ થશે.

## ૧૫૪ કીંગ્સ મેટલ નામની ધાતુ

આ ધાતુ રૂપેરી રંગની થાય છે, તેનો રંગ બદલાતો નથી કલાઇ ૯ ભાગ બીસમથ ૧ ભાગ, સુરમો ૧ ભાગ, સીસુ ૧ ભાગ બધાને ગાળવાં.

## ૧૫૫ જર્મન સીલવર ( રૂપા જેવી ધાતુ ) બનાવવાની રીત

ત્રાંબુ ૨૦ ભાગ, જસત ૧૦ ભાગ નીકલ ૧ ભાગ, લોખંડ ૧ ભાગ એ બધાને તાવીને સાથે ગાળવા,

## ૧૫૬ સમરંગી રૂપેરી ધાતુ,

ત્રાંબુ ૫૮ ભાગ, જસત ૨૭ ભાગ, નીકલ ૧૨ ભાગ. લોઢું ૨ ભાગ, બીસમીથ [illegible] ભાગ, બધી ચીજોને [illegible]

જુદુ ગાળીને પછી મેળવી એક રસ કરી દેવું. આ ધાતુમાં રૂપેરી ચળકાટ, મધુરો અવાજ, ગમે તે આકારમાં ટીપાઈ શકવું; ગમે તેવું વજન ખમી શકવું મનપસંદ પાલીસ થવુ ફરી પણ કાટ લાગ્યા સીવાય જેવોને તેવો ચળકાટ જાળવી રાખવો આ પ્રમાણે સાત ખુબીઓ તેનામા સમાએલી છના તે થોડા ખરચમા બની શકે છે,

## ૧૫૭ ટાઈપ માટે ધાતુ બનાવવાની રીત

બે ભાગ સુરમાની અંદર દસ ભાગ સીસુ તાવીને મેળવી દેવું,

## ૧૫૮ બીજી રીત

સીસુ ૯ ભાગ અને સુરમો ૧ ભાગ બંને સાથે મેળવી ગાળવાથી હલકી જાતના ટાઈપ બનાવવાની ધાતુ થાય છે.

## ૧૫૯ ત્રીજી રીત

સીસુ ૭ ભાગ અને સુરમો ૧ ભાગ બંને સાથે ગાળવાથી મોટા અને નરમ ટાઈપ બનાવવાની ધાતુ થાય છે.

## ૧૬૦ ચોથી રીત

સીસુ ૬ ભાગ અને સુરમો ૧ ભાગ બંને સાથે ગાળવ.થી મોટા ટાઈપ બનાવવાની ધાતુ થાય છે.

## ૧૬૧ પાંચમી રીત

સીસુ ૫ ભાગ અને સુરમો ૧ ભાગ બંને સાથે ગાળવાથી મધ્યમ કદના ટાઈપ બનાવવાની ધાતુ થાય છે.

## ૧૬૨ છઠી રીત

સીસુ ૪ ભાગ અને સુરમો ૧ ભાગ બંને સાથે ગાળવાથી ન્હાના ટાઇપ બનાવવાની ધાતુ થાય છે.

## ૧૬૩ સાતમી રીત

સીસુ ૩ ભાગ અને સુરમો ૧ ભાગ બંને સાથે ગાળવાથી સૌથી ઝીણા ટાઇપ બનાવવાની ધાતુ થાય છે.

## ૧૬૪ આઠમી રીત

સીસુ ૭૫ થી ૮૦ ભાગ, સુરમો ૨૦ થી ૨૫ ભાગ ત્રાંબુ ૪ ભાગ એ બધાને ગાળી મેળવવાથી કૌમન ટાઇપ બનાવવાની ધાતુ થાય છે.

## ૧૬૫ નવમી રીત

ચુ ટાઇપ મેટલ બનાવવા સારૂ સીસુ ૫૫ ભાગ સુરમો ૪૦ ભાગ, કલાઈ ૧૫ ભાગ એ બધાંને સાથે ગાળવાં

## ૧૬૬ દસમી રીત

(સ્ટીરીઓ ટાઇપની પ્લેટ) તકની માટે ધાતુ બનાવવી હોય તો ધાતુ ગાળવાના વાસણમાં ૨ા રતલ સીસુ નાખી ગાળવું, પછી તેમાં ૦ાા રતલ સુરમો અને ૦ા રતલ બીસમથ નાખી ગાળીને મેળવવાં, આ મીશ્રણથી જે ધાતુ બનશે તે છાપવાના સીસાના ગોઠવેલા બીબાં ઉપરથી તકતીઓ બનાવવાને ઘણી સારી છે.



# ભાગ ૯ મો.

## ૧૬૭ લાલ રંગની શાહી

રતાંજળીનો ભુકો ૨ ઔંસ ફટકડી ૯ાા ઔંસ, ક્રીમ ઓફ ટારટર ૦ાા ઔંસ વરસાદનું પાણી ૧૬ ફલ્યુઇડ ઔંસ એ બધાને ઉકાળી તેનો અરધો ભાગ બાળી નાંખવો. પછી ગાળીને ૦ાા ઔંસ પીગળેલો ગુંદર નાંખી ઠંડુ પડવા દઇને ૧ાા દ્રામ કીરમજનો ૧ાા ઔંસ સ્પીરીટ વાઇનમાં પીગાળી પેલા ઉકાળેલા પાણીમાં નાંખી મેળવવું.

## ૧૬૮ બ્લ્યુ રંગની શાહી

ચાઇનીસ બ્લ્યુ (ગળી) ૩ ઔંસ, ઓકસ એલીક આસીડ ૦ાા ઔંસ. બાવળના ગુંદરનો બારીક ભુકો ૧ ઔંસ ડીસ્ટીલવાટર ( ઉકાળેલું વરળાનું ગરમ પાણી) અથવા વરસાદનું પાણી ૬ પેંટ નાખી મેળવીને બાટલીમાં ભરવી,

## ૧૬૯ સારી સફાઇદાર કાળી શાહી

માયાનો ભુકો ૨૦ તોલા, પતંગના છોડીયાંનો ભુકો ૧૦ તોલા, હીરાકશી ૧૦ તોલા. બાવળના ગુંદરનો ભુકો ૭ાા તોલા, મોરથુથુ ૨ાા તોલા, સાકરીઆ ખાંડ ૨ાા તોલા,

પહેલાં માથા અને પતંગના ભુકાને ૧૨ રતલ પાણીમાં નાખી ૧ કલાક સુધી અથવા જ્યાં સુધી પાણી બળી જાય ત્યાંસુધી ઉકાળવું. પછી તે પાણીને ગાળી તેમાં બાકી ચીજો મેળવવી. તે જ્યાં સુધી બધી ચીજો પીગળી જાય ત્યાંસુધી તેને હલાવવું. બાદ એ પાણીને એક દહાડો એક બાજુએ અલગ મુકી રાખવું. અને નીચે જાડો રગડો ઠરી રહે કે ઉપરનું પાણી નીતારી કહાડવું, તેથી ઘણીજ સારી લખવાની શાહી બનસે. તેને મજબુત બુચ મારી બાટલીમાં ભરી રાખવી.

## ૧૭૦ છાપવાની શાહી

રેતીના તળે બાળેલા ગુલમોરની જાતના ઝાડના બી ૧ાા રતલ, કાજળ (તેલમાંથી બનાવેલી) ૦ાા રતલ, કાળી ગળી ૧ ઔંસ. પહેલાં ગળી તથા બાલેલાં બી (મુરદાશીંગ) ગોડા પાણીમાં બારીક વાટવા અને એક બાજુએ તેને સુકવવા. પછી એક લોઢાની કડાઈમાં ૪ પેંટ અળસીનું તેલ નાખી તાપ ઉપર ઉકાળવું. જેવો તેલમાંથી ધુમાડો નીકલે કે તેને સળગાવવું અને ખુલી હવામાં લાવી મુકવું પછી તેને આંગળી ઉપર લઈને જોવાથી ચીકટ માલમ પડે ત્યાં સુધી બળવા દેવું. તમાં ૨ રતલ રાજન નાખીને બળતુ બુજાવી નાખવું, રાજન પીગળે ત્યાં સુધી તેને અંદર હલાવ્યા કરવી પછી આસ્તે આસ્તે ઘણીજ સંભાળથી ૦ાા રતલ

વિલાયતી બ્રાઉન તાંબાનો ભુકો નાખવો, તેમ કર્યાથી પેલી કડાઈમાંની સઘળી મેળવણી જોરથી ઉકલવા માંડશે, સઘળો સાબુ નાખી રહ્યા પછી કડાઈને પાછી આતસ ઉપર મુકવી અને તેને સારી પેઠે ઘુંટવી, આ એક જાતનું વારનીસ થયું તેની અંદર પેલુ કાજલ, ગળી અને બાળેલાં બંની તઈયારી કરેલી મેળવણી નાખી તેને લોહીની માફક ઘુંટીને જાડી કરવી. જો કોપરપલેટના છાપવા સારૂ શાહી જોઈતી હોય તો તેને વધારે કઠણ કરવી. બીબાં (ટાઈપ)થી છાપવાના કામ સારૂ બનાવવી હોય તો તેમાં થોડું ટરપેનટાઈન તેલ રેડવું, પણ તેલને પેલી શાહીની સાથે સારી પેઠે ઘુટીને અંદર મેળવી દેવું. અમથુ અંદર નાખીને હલાવવાથી બરોબર મેળવણી થશે નહી. જો ઉપર પહેલાં ગળી કાજળ તથા બીને બારીક વાટવામાં આવશે. તો શાહી વધારે સરસ બનશે. ઉપલા બીને બદલે ખજુરના ઠળીયાની અથવા બાળેલા હાડકાની મેશ વાપરવાથી ચાલશે, પણ તેનાથી બનાવેલી શાહી જો વધારે મેશ અને ગળી નહી નાખી હોય તો જરા ફીકા રંગની થશે, તેલને ઉકાળી બાળવાનું કામ ઘણું ધાસ્તી ભરેલું છે, માટે તેને ઘરની બહાર ઉકાળવું.

## ૧૭૧ ટોન્સ પેરંટ સોપ.

સફેત વીંટસર સોપના નાના કટકા કરી એક વાસણમાં નાખી તેના ઉપર આલકોહોલ (સ્પીરીટ વાઇન) નાખવો

પછી તે વાસણને ધીમા તાપ ઉપર મુકી જ્યારે સાબુ સ્પી-રીટની સાથે મળી જાય ત્યારે તેમાંથી થોડું થોડું લઈને બીબામાં રેડી ઠંડુ પાડવું આ સાબુને ખુશબોદાર કરવા સારૂ મરજીમાં આવે તેવી ખુશબોઇના તેલના થોડા ટીપા બીબામાં નાખવાં, પછી સાબુ બંધાવા આવે એટલે કોઇ પણ છાપ અગર સીક્કો તેના ઉપર મારવો.

## ૧૭૨ સેવીંગ સોપ ( માથુ ધોડવાનો સાબુ )

કોઇ પણ જાતનો સાબુ ૧ ઔંસ લઈ એક સુવારા પનરના ખરલમા ૦। ઔંસ સાલ્ટ ઓફ ટારટાર નાખી વાટીને મેળવી દેવું મેળવતી વખતે તેમાં ૦।। પેંટ લવંડર વાટર ધીમે ધીમે થોડું નાખીને સાબુને મેળવી દેવો જયારે બધું સાથે મળી જાય ત્યારે ગાળી લઈ બાટલીમાં ભરીને મજબુત બુચ મારવો પછી જોઈએ ત્યારે તેમાંથી થોડા ટીપાં એક ચમચા પાણીમાં લેઈને મેળવવા તેથી તે પાણી સાબુના જેવું થશે.

## ગુલાબિ સાબુ બનાવવાનિ રિત,

તાજો ચરબીનો સાબુ અને આલીવનું તેલ સરખા ભાગે લેઈ સાબુને ખાંડીને એક વાસણમાં નાખી તેલની સાથે મેળવવો અને તે તેલના વાસણને એક બીજા ઉકળતા પાણીમાં મુકવું પણ પાણી ઉભરાઇને પેલા સાબુ અને

તેલના વાસણમાં જાય નહી. તેની સંભાળ રાખવી જ્યારે પેલું તેલ તથા સાબુ મળી જઈ લાહી જેવું થાય ત્યારે તેને રંગ આપવાને વાસ્તે જરા હીંગળોક નાખવો, પછી તેને પાણીના વાસણમાંથી બહાર કહાડીને જરા ઠંડુ થવા આવે કે તેમાં સુગંધને માટે ૪ ભાગ બરગેમોટનું તેલ ૧ ભાગ લવંડરનું તેલ, અને ૧ ભાગ તજનું એસેન્સ નાખી બરાબર મેળવીને બીબામાં રેડી સુકાવાં દેવું.

## ૧૭૪ સાધારણ સાબુ બનાવવાનિ રીત

પ્રથમ કાચનું વાસણ અથવા કલાઈ કરેલા વાસણમાં ૨ાા તોલા સારો સફેત કળી ચુનો અને તેમાં ૧૦ તોલા પાણી નાખીને તે વાસણને એક ઠેકાણે મુંકવું પછી ધોયેલો પાપડ ખાર ૬ તોલા લઇ એક મોટા પીતળના અથવા ત્રાંબાના કલાઈ કરેલા વાસણમાં પાપડ ખાર નાખવો પછી તેમાં ૩૦ તોલા મીઠું પાણી નાખવું બાદ જેમાં કળીચુનો છે તે ચુનાને કપડાથી ગાળીને જે વાસણમાં પાપડ ખાર છે તે નાખવો પછી તે વાસણને ચુલા ઉપર મુકવું. જ્યારે તે ખદખદે ત્યારે તેમાં ૧૨ાા તોલા સારૂ કોપરેલ તેલ નાખી જેવા વાસણનો સાબુ બનાવવો હોય તેવા વાસણનું તેલ ૨ તોલા નાખવું અને જેવા રંગનો બનાવવો હોય તે રંગ તોલો નાખવો ત્યાર બાદ તે જાડું થાય ત્યાં સુધી

આગની ઉપર રાખી મુકવું માખણના જેવું જાડું થાય એટલે એક કાચના ઉંડી રકાબીમાં અથવા બીબામાં તે મેળવણી નાખી ઠરવા દેવી અને મરજી મુજબ કટકા કરવા એટલે સાબુ તઇયાર થશે.

## ૧૭૫ હાથ ધોવાનો સૌથી સરસ સાબુ

૧ ગલાસ ભરીને કોલનવાટર લીંબુનો રસ વાઇન ગલાસ અને બે સાબુ (વીનસર સોગ)ના ગોળા પહેલાં સાબુને છરીથી ઝીણા કાપી બારીક ભુકો કરવો પછી તે ભુકાને કોલન વાટર લીંબુના રસમાં મેળવી દેવો ત્યાર બાદ એક પતરાના બીબાંમાંથી કહાડવો એવી રીતના બનાવેલા સાબુથી હાથ સફેદ અને સાફ થાય છે.

## ૧૭૬ દહાડી મોંડવા માટે પાણી જેવો સાબુ

oા રતલ સાબુને એક બાટલી ખળખળતા પાણીમાં પીગળી તેમાં ઓજનું લવીંગનું વગેરે ખુશબોનું તેલ પંદર પંદર ટીપાં નાખી પછી એક બાટલી રેક્ટીફાઇટ સ્પીરીટમાં તે સઘળાને પીગાળી જો બરોબર પારદર્શક ન થયું હોય તો સારી પેઠે હુદાની કપડાથી ગાળી કાઢવું આ પાણી દહાડી ઉપર મસળવાથી ઘણું સરસ ફીણ નીકળે છે.

## ૧૭૭ સાબુમાં નાખવા માટે રંગ બનાવવાની રીત

લાલ રંગનો કરવા માટે ટીક્સુર ઓફ ડેગલ બ્લડ લેવો ગુલાબી રંગના માટે ટીકચર ઓફ કારથામાર્ઈમન અથવા ટીંકચર ઓફ આરચીલ લેવો પીળા અને નારંગીને રંગના માટે ટીકચર ઓફ એનાટો અથવા ટીકચર ઓફ સફ્રન નાખવો વધુ વાયોની રંગ માટે ટીકચર ઓફ લાટમસ અથવા ગળીની જરાક બારીક ભુકી નાખવી એટલું યાદ રાખવું કે જયારે સાબુમાં કોઈ પણ જાતનો રંગ નાખવો ત્યારે સાબુને ચુલા ઉપર પીગળવા મુકયો હોય ત્યારે નહી નાખતા સાબુને ચુલા ઉપરથી ઉતર્યાંપછી જ્યારે બીબામાં રેડો ત્યારે રંગને સારી પેઠે તેમાં મેળવી દેવો.

## ૧૭૮ સરકાના તથા વાહનના ડાઘ કાઢવાનો સાબુ.

રાા ઔંસ સફેત સાબુમાં ૧ પ્રવાહી દ્રામ ટરપેટાઇન તેલ અને ૨૫ ગ્રેન નવસારી નાખી મેળવવું,

## ૧૭૯ કપુરનો સાબુ

ચોખો ચરબીનો સાબુ ૧૫૦૦ ભાગ રોઝમરીનું તેલ ૪૦ ભાગ કરંટરનું તેલ ૫ ભાગ કપુર ૬૦ ભાગ પેલા કપુરનો બારીક ભુકો કરી તેલની સાથે મેળવી દેવો પછી સાબુને પીગાળી ઠંડો પડે કે તે શાગવણી તણાં નાખી મેળ વીને બીબારા ગોટી[illegible] પાડવી.

---

# ભાગ ૧૦ મો

## ૧૮૦. લાકડા ઉપર સોનેરિ ઢોળ ચડાવવાની રિત.

એક માટીના અથવા ત્રાંબાના વાસણમાં ૧ રતલ અળશીનું તેલ નાખી તેમાં ગમ આશફાટમ તથા ગમ-અનીસી એ દરેક અકેક ઓંસ નાંખવું પછી તેમાં ૧ાા ઓંસ ઘેરૂ બાલનો ભુકો કરી જે વાસણમા અલશીનું તેલ છે તેમા નાખવો અને તે વાસણને ચુલા ઉપર મુકી લાકડીથી હલવતા રહેવું, તે માખણના જેવું જાડુ થાળ ત્યારે ઉતારાને ફલાલીના કપડાથી ગાળી કહાડવું પછી તેને દાબડીમાં ભરી રાખી જ્યારે લાકડા ઉપર વરખ લખાડવો હોય ત્યારે પેલી દાબડીમાંથી થોડો ભુકો લઇને તેમાં ટર-પેનટાઇન તેલ તથા જરા હીંગળોક નાંખી ઘુંટીને શાહી જેવું પાતળું થાય તેટલું તેલ નાખવું, ત્યારબાદ જે લાકડા ઉપર ચીત્ર તથા અક્ષર અથવા ઢોળ કરવાં હોય તે ઉપલી શાહીથી ચીતરી તેના ઉપર રૂ વડે સોનેરી વરખને દાબીને સુકાવા દેવું.

## ૧૮૧ લાકડા ઉપર સોનેરી અક્ષર પાડવાની રીત

પહેલાં લાકડાની જમીનને જેવા રંગની કરવી હોય તેવી રંગીને ઉપર પીળા રંગના અક્ષર અથવા નંબર લ-

ખવા. પછી તેની ઉપર ગોલ્ડ ઓઇલ સાઇઝ લગાડવું. જ્યારે તે અક્ષર સુકાવા આવે ત્યારે ઉપર સોનેરી વરખ લગાડવો. પછી તે લગાડતી વખતે વરખને પવન લાગે નહિ તેવી સંભાળ રાખવી પછી તેનાપર વારનીશ મારવું.

## ૧૮૨ "ગોલ્ડ ઓઇલ સાઇઝ" બનાવવાની રીત

બોઇઝ ઓઇલ (બિન્નતેલ) માં જરા હડતાલ નાખી સારી પેઠે ઘુંટીને જાડું કરવું પછી તેને પાતળુ કરવું હોય તો તેમાં ટરપેનટાઇન તેલ નાખીને મેળવવું.

## ૧૮૩ ફ્રેંચપાલીશને લાકડાના ફરનીચર ઉપર લગાડવાની રીત.

જે લાકડા ઉપર પાલીશ કરવી હોય તેને પહેલાં પાલીશના ડાગળથી સાફ કરવું પછી ફલાલીના જાડા કપડાને એક ઉપર એટ વીંટાળીને તેનો ગોળ દડો બનાવવો એમ ઉપર નરમ કપડાનું જાડુ પડ કરવું. ત્યારબાદ જે બાટલીમાં પાલીશ કરવાનું વારનીશ બનાવી રાખ્યું હોય તેના મોઢા ઉપર કપડાનો દડો મુકીને બાટલીને હલાવી તે દડા ઉપર જરા લગાડવું, પછી લાકડા ઉપર ફરતું ગોળ લગાડવું નહિ પણ તે લાકડાના થોડા ભાગને લગાડી જ્યાં સુધી તેના ઉપર પાલીશ પુરી થાય ત્યાં સુધી લગાડીને દડાને ઉપર ફેરવતા રહેવું. પછી બાકીના ભાગપર ઉપરની માફક લગા-

કવું. દર વખત તે દડાને ભીજવેલું વારનીશ સુકાઈ જાય ત્યાં સુધી દડાથી પાલીશ કરવી. સંભાળ રાખવી કે કપડાના બનાવેલા દડા ઉપર ઘણું વારનીસ આવે નહિ, તેમજ વારનીશ લગાડતી વખતે લાકડાની ઉપર ધુળ ઉડે નહિ. અને કપડાને જેમ બને તેમ ચોખું સફાઈદાર રાખવું.

## ૧૮૪ લાખનું વારનીસ.

૮ ઔંસ ચીપડી લાખનો ભૂકો કરી એક બાટલી ચોખા સ્પીરીટમાં નાંખી પીગાળવી.

## ૧૮૫ છત્રીને લગાડવાનું વારનીસ.

ટરપેટાઈન ૨ રતલ, મુરદારસીંગ બારીક વાટેલી ૨ રતલ, અળશીનું તેલ ૨ રતલ આ બધાને સાથે મેળવી ઘણીજ સંભાળથી ધીમી આંચ ઉપર સારી પેઠે ઉકાળવું, કેમકે ટરપીટન સળગી ઉઠીને આગ લાગશે પછી પીંછીથી છત્રી અથવા બીજી ચીજને આ વારનીશ લગાડી તડકામાં સુકાવા મુકવું તેથી તે ઉપર ગમે તેટલો તાપ અથવા વરસાદ પડશે તો પણ તેની અસર થશે નહિ ડગલા અથવા બીજા કપડા ઉપર આ વારનીશ લગાડ્યું હશે તો પણ કદી પાણી લાગશે નહિ.

## ૧૮૬ કાચની બારીકમાંથી સુરજનું તેજ આવતું અટકાવનારૂં વારનીશ.

ગમટ્રેગનથ નામના સફેત પારદર્શક ગુંદરને બારીક વાટીને ફફ ચડાવેલા ઇંડાની સફેતીમાં ૨૪ કલાક સુધી પલાળી રાખવું પછી તેમાં નરમ પીંછી બોળી બારીના કાચને લગાડી સુકાવા દેવું.

## ૧૮૭ પ્લાસ્ટર ઓફ પેરીસના રમકડાંને ચળકાટ આપનારૂં વારનીસ.

ધાતુ ગાળવાની મુસમાં ૦॥ ઓંસ બીસમથ નાખી સાથે તાવવું, જ્યારે બરાબર તવાય ત્યારે ૦॥ ઓંસ પારો નાખી ત્રણેને સાથે મેળવી એકરસ કરવું પછી તે મુસને આતસ ઉપરથી ઉતારી ઠંડી પાડવી પછી તે મેળવણીને ઈંડાની સફેતીની સાથે મેળવી દેવી.

## ૧૮૮ ઘાસની ટોપીઓને વગાડવાનું વારનીસ.

સીલ કરવાની કાળી લાખ ૦॥ ઓસ, સ્પીરીટ ઓફ વાઇન ૨ ઓંસ, પહેલાં લાખનો બારીક ભુકો કરી એક સીસીમાં નાખી તેમાં સ્પીરીટ ઓફ વાઇન રેડવો, પછી તે સીસીને તેમાંની લાખ પીંગાળી રહેતાં સુધી ચુલાની

ગરમ જગા આગળ મુકી રાખવી. તથા તેને હલાવ્યા કરવી જ્યારે લાખ પીગળી રહે ત્યારે તરતજ સુરજના તડકામાં અથવા અંગારા આગળ ઉપલી ટોપીઓની ઉપર એ વારનીશ નરમ વાળની પીંછીથી લગાડવું. તેથી ઘાસની જુની ટોપી નવા જેવી થશે.

## ૧૮૯ ટોપલાને લગાડનારૂ રંગીન વારનીસ,

રાતી, લીલી, કાળી અથવા કોઇ પણ જાતના રંગની સીલ કરવાની લાખ લેઈ તેને ખાંડી બારીક ભુકો કરી કપડામાંથી ગાળી કાઢી એ ભુકાને એક બાટલીમાં નાંખી તેમાં સ્પીરીટ વાઇન રેડી સારી પેઠે બાટલીને હલાવીને ગરમ જગા આગળ ૪૮ કલાક સુધી મુકી રાખવી. એટલા વખતમાં વારંવાર હલાવ્યા કરવી. પછી તેમાંથી થોડું પ્યાલામાં કાઢી પીંછી વડે ટોપલી ઉપર લગાડવું, તે જ્યારે સુકાય ત્યારે ઉપર બીજો હાથ મારવો દર ૨ ઔંસ લાખે ૧ ઔંસ સ્પીરીટ ઓફ વાઇન લેવો.

## ૧૯૦ નેતરની લાકડીને લગાડવાનું વારનીસ,

ગમશેલાક ૩ ઔંસ, ગમમાસ્ટીક ૧ ઔંસ, ગમસંદારક ૩ ઔંસ, આલકોહોલ ૪૦ ઔંસ, પહેલાં ગમશેલાક અને ગમમાસ્ટીકનો ભુકો કરી આલકોહોલ (જલદ દારૂનો અર્ક) માં નાંખી પીગળવા દેવું, જ્યારે એ બેઉ ગુંદર પીંગળી

રહે ત્યારે તેમાં શેલાકનો ભુકો નાખી તેને પણ પીગળવા દેવો. બધું સારી પેઠે પીગાળીને બરાબર મળી જાય એટલે ઉપરથી નીતારી કહાડો એ વારનીસ પીંછીથી નેતરની લાકડી ઉપર લગાડવું.

## ૧૯૧ ચામડા ઉપર લગાડવાનું સોનેરી વારનીસ.

હલદર ૩૦ ગરેન અને રેવંચીનો શીરો ૩૦ ગરેન એ બેઉને એક બાટલી ટરપીટનમાં નાખી મેળવવું પછી તેમાં દસ તોલા સીલલાખ અને દસ તોલા ગમશાંડારાકનો ભુકો ૦ાા તોલો અને પાંચશે વાલ હીરાદખણુ, ૨ ઔંસ ટરપીટન અને દસ તોલા કાચનો ખાંડેલો બારીક ભુકો નાખી મેળવી દઈ થોડા દહાડા રહેવા દેવું જ્યારે બધુ મળી જાય ત્યારે ઉપરથી નીતારી કહાડી કામમાં લેવું.

## ૧૯૨ જાપાન ત્રાંસપેરેંટ લાખનું વારનીસ.

૩૦ ભાગ કોપાલ અને ૨ ભાગ કપુર ને ૧૨૦ ભાગ ટરપીટન તેલ અને ૩૦ ભાગ ઓઇલ ઓફ લવંડર નાખી પાગાળી મેળવવું.

## ૧૯૩ લાકડાંનો કે હોવાટ થતો અટકાવનારી મેળવણી

૨ રતલ કલોરાઇડ ઓફ ઝીંકને ત્રીસ બાટલી પાણીમાં પીગાળી તે પાણીમાં લાકડાને બોળવાથી તે લાકડુ કોહોશે નહી.

## ૧૯૪ લાકડાને ઉધેઇ અને બીજા જીવ જંતુઓથી બચાવનારી મેળવણી.

૧ રતલ રસકપુરને ૫૦ બાટલી પાણીમાં પીગાળી તે પાણીમાં લાકડાંને બોળી કાઢવાથી તે લાકડાંને જીવજંતુ લાગતાં નથી.

## ૧૯૫ આગથી લાકડાંને બચાવનારો રંગ.

સીલીકેટ ઓફ સોડાને અથવા વોટર ગલાસને પાણીમાં પીગાળી ઘસીને સાફ કરેલા લાકડા ઉપર લગાડવો. જ્યારે તે સુકાય ત્યારે તેની ઉપર જાડા ચુનાનો હાથ મારવો અને તે ચુનાનું પડ સુકાય ત્યારે પહેલાં જે સીલીકેટનું પાણી લગાડયું હતું. તેના કરતાં બેવડુ જાડુ પાણી લગાડી સુકાવા દેવું. ચુનાનો હાથ મારતી વખતે જે રંગ કરવો હોય તે તેમાં મેળવવો.

## ૧૯૬ આગમાં બળે નહી તેવું લાકડું કરવાની રીત

૪૦૦ બાટલી પાણીમાં ૧ રતલ ફટકડી અને ૩ રતલ મોરથુથુ પીગાળી તેમાં પાંચ દીવસ સુધી લાકડું બોળી રાખવું.

## ૧૯૭ લાકડાં સળગે નહી તેવા કરવાની મેળવણી–

એક રતલ આમોનીઆના પાણીમાં બે રતલ સલફેટ ઓફ લાઇમ (પલાસ્ટર ઓફ પેરીસ) પીગાળી તે મેળવ-

ણીનો એકજ હાથ લાકડા ઉપર મારવાથી તે લાકડું ગ.મ
તેવી બળતી ચીજો વચ્ચે મુકવાથી પણ કદી સળગશે નહિ.

## ૧૯૮ રંગ ઉપરથી વારનીસ કહાડવાની રીત.

કોઇ રંગેલી ચીજ ઉપરનો રંગ સલામત રાખી તેના ઉપરનું વારનીસ કહાડી લેવું હોય તો આમોનીઆમાં પીંછી બોળી તે ફેરવવાથી વારનીસ નીકળી જઇ રંગ જેવો ને તેવો રહેશે.

## ૧૯૯ ખાંડમાંથી રેતી શોધી કહાડવાની રીત—

રાતી ખાંડમાં રેતી ભેળવેલી આવે છે. એક ગલાસ ભરીને પાણી લઇ તેમાં થોડી ખાંડ નાખી ચમચીથી હલાવીને પીગાળવી. પછી થોડા વખત એક જગા ઉપર તે ગલાસને રહેવા દેવો, જો ખાંડમાં રેતી અથવા બીજી જાતની મેળવણી હશે તો ગલાસમાં ઠરી જશે.

## ૨૦૦ દુધમાંથી પાણી શોધી કહાડવાની રીત

દુધમાં કાશ્ટીક એસીડના એક બે ટીપાં નાંખતાંજ જો પાણીનો પણ ભેગ હશે તો દુધ અને પાણી છુટાં પડી જશે.

## ૨૦૧ લીલા રંગની ચુરી ચાહમાંથી મોરથુથુ શોધી કહાડવાની રીત

ચાહનો લીલા રંગની દેખાડવી માટે ચીનના બેપારીઓ

મોરથુથુનો રંગ આપે છે. તે શોધી કહાડવા શારૂ સુકી ગરીન ચાહને બાટલીમાં નાખી તે ઉપર લીકવીડ આમોનીઆ ૧ ભાગ અને પાણી ૦ાા ભાગ લઇ બંનેને મેળવીને પેલી ચાહવાળી બાટલીમાં નાખવી. પછી બાટલીને ખુબ હલાવવી તેથી જો ચાહમાં મોરથુથુનો કાંઈ પણ ભાગ હશે તો બાટ-લીમાંના પાણીનો રંગ વાદળી થઇ જશે,

## ૨૦૨ વાળમાંથી જુઓ ઓછી કરવાની રીત

થોડા ચોખા શીપીસનને ધુપેલ તેલ અથવા રાતીડના મેળવી માથાના વાળના થડમાંસારી પેઠે ભરી માથા ઉપર તાણીને કપડું બાંધવું. અને બીજે દીવસે કપડાંને છોડી માથાના વાળને સારી પેઠે ચોળીને ધોવા. પછી કાંશકીથી ઓળી સાફ કરવા, એમ કરવાથી પણ જુ ફરીથી જણાય તો બે ત્રણ દીવસ પછી પાછું ઉપર પ્રમાણે કરવું.

## ૨૦૩ ઉધેઇથી રેશમી તથા સુતરના કપડાને બચાવવાની રીત.

દેવદારાના લાકડાના બારીક છોડાને મલમલની કોથ-ળીઓમાં ભરીને કપડાંના પડમાં અથવા ઉપર મુકી રાખવા

## ૨૦૪ દાંતમાંથી કીડા કહાડવાની રીત.

ભોંય રીંગણીના બીંકના તાપ ઉપર મુકી તેની ધુણી ... દેવાથી કીડા મરી જશે. જો દાંતની જગ્યાએ કીડા

હોય તો હીંગનો ગાંગડો ઉનો કરી દાંતની નીચે રાખવાથી કીડા મરી જશે.

## ૨૦૫ ઉંદરને એકઠા કરવાની ખુશબો.

સુવા અથવા વરીઆળીનું તેલ ૦૧ ઔંસ. હીંગનો તેજાબ (ટીંકચર એશાફટીડા) ૦૧ ઔંસ બન્નેને મેળવવું.

## ૨૦૬ મચ્છરના ડંખનો ઉપાય.

મચ્છર ડંખ મારે કે તરત તે ઉપર જરા કોલોંગ-વાટર અને લીંબુનો રસ ચોપડવાથી ડંખનો ચટકો નરમ પડી જશે.

## ૨૦૭ ઊંદરોને નસાડવાની રીત.

ઊંદરના દર ઉપર લાહ પીંછીથી લગાડવો, તો ૨૪ કલાકમાં તે જગાએ કદી આવશે નહી.

## ૨૦૮ કીડીઓ તથા મંકોડા દુર કરવાની રીત.

ઘોડા ગાય તથા બળદોના પગ અને શરીર ઉપર ટેનઓઈલ લગાડવાથી માંખો તથા ચટકાં ભરનારા જંતુઓ બેસશે નહી.

## ૨૦૯ કીડીઓ તથા મંકોડા દુર કરવાની રીત.

૧ ચમચો કાર્બોલીક એસીડને ૬૪ ચમચા પાણીમાં મેળવી એ પાણી કીડીઓના રહેઠાણ ઉપર છાંટવાથી કીડીઓ દુર થશે.

## ૨૧૦ માંકડ નસાડવાની રીત.

૧ ઔંસ કલોરાઇંડ ઓફ ઝીંકને બે બાટલી પાણી માંકડવાળી જંગોએ છાંટવું. તેથી તે જગોએથી માકડ જતા રહેશે આ પાણીની વાસ ખરાબ નથી પણ ઘરની હવા ચોખી રાખવામાં તે ઘણું સરસ છે તેમજ કોલેરાના વખતમાં છાટવાથી તેની ધાસ્તી રહેતી નથી,

## ૨૧૧ ચોપડીઓને ઉધેઇ તથા કસારીથી બચાવવાની રીત.

ચોપડીઓ મુકવાથી જગામાં ૧ ભાગ રસ કપુર અને ૧૪૪ ભાંગ પાણીમેળવી તેને છાંટવું

## ૨૧૨ ઝાડને લાગતા જીવડાં તથા ઉધેઇ દુર કરવાની રીત,

ઝાડની આસપાસ ખાડા ખોદી તેમાં ખાતર સાથે મીઠું મેળવવાથી પણ ઉધેઇ વગેરે જીવડાં ઓછા થશે.

## ૨૧૩. અનાજને નુકશાન કરનારાં જીવડાં દુર કરવાની રીત,

ફ્રાન્સનો એક મેસીઅ લખે છે કે પેટીમા ઘઉબાજરી ચોખા, બીસ્કીટ અથવા બીજી મેદાની કરેલી ચીજો એવી, હોય તો તેમાં ફક્ત લેહાનો સળીઓ ખોશી રાખવાથી

તે ચીજો સડતી નથી તેમજ તેને કીડા અથવા જીવડાં લાગતાં નથી.

## ૨૧૪ બીજી રીત,

કબારીના દર આગળ જલ્લદ તપકીર ભભરાવવી.

## ૨૧૫ મચ્છર દીલ પર બેસતાં અટકાવવાની રીત.

૨ આંસ કપોસીઆના ભુકાને ૧ પેંટ પાણીમાં ઉકળી તેને રાત્રે સુતી વખતે શરીર પર લગાડી સુકાવા દેવું. તેથી મચ્છરો શરીર પર બેસશે નહિ આ ઉકાળેલું પાણી શરીરે લગાડવાથી સારૂ કઉવત આપે છે. તથા મચ્છરના ડંખ ઉપર લગાડવાથી ચટકો નરમ પડે છે.



# ભાગ ૧૧ મો.

## કાગળ પર લખેલા દસ્કત ઉરાડવા વિષે,

નૌસાગર સુહાગો અને સીંદુર એ ત્રણ ચીજને સરખે ભાગે લઇ તેને વાટી અંદર પાણી મેળવી દસ્કત લખવા પછી તે કાગળ તડકે સુકવવાથી દસ્કત ઉડી જસે ને કાગળ કોરો દેખાસે.

## લીંબુનો રસ ઉડાડવા વિશે.

એક શીશીમાં લીંબુનો રસ ભરી તેમાં થોડી પીળી કોડીની ભસ્મ નાખવી અને આંગળીથી શીશીનું મોં બંધ કરવું એટલે તેમાંનો રસ ઉડી જશે.

## પાણીનું દુ[illegible]

ઉંચી ઝીણી મલમલનો કડકો [illegible]ક ગજ લઇને ભેંસના દુધમાં બોળી છાંયડે સુકવવો. એવી રીતે પચીસવખત દુધમાં બોળી સુકવવો; પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે પાણીમાં તે કડકો ધોવો એટલે પાણીનું દુધ થએલું જણાશે.

## શીશામાં અગાર દેખાય.

સારા ઉંચા બરાંડીના શીશામાં થોડા ગંધક નાંખીને તે શીશાના અંધારામાં મુકવો. એટલે શીશો દેવતાથી ભરેલો દેખાશે ને તેને હાથમાં લીધાથી દઝાશે નહિ.

## ઉછળતું લીંબુ.

પારો તથા નવસાગર સરખે વજને લઇ એક લીંબુમાં ઝીણું કાણું પાડી તેમાં ભરવું પછી તે લીંબુને તડકે મુકવાથી પટોપટ ઉછળવા માંડશે જોનાર લીંબુમાં ભરાયેલું જાણી આશ્ચર્ય પામશે.

## દેવતા વીના ધાણી શેકાય.

જુવારને થુવેરના દુધના સાત પટ આપીને તડકે સુકવી રાખવી. પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે તે જુવારને કપડામાં કે સુપડામાં નાંખી થોડી દીવાની આંચ સાથે ઉછાળવો તો તરત ધાણી ફુટશે.

## મેથીની ભાજી ઉગાડવાની રીત.

પ્રથમ મેથીને ચણાના ખારમાં ભીંજવી સાથે સુકવવી એવી રીતે પંદર વાર પટ દઈને છાંયડામાં સુકવી રાખવી, જ્યારે ખેલ કરવો હોય ત્યારે થોડી મઠોડી તથા છાણ પાથરી પાણી છાંટી તેમાં મેથીની ભાજી તઇયાર થઈ નીકળશે.

## પાણીમાંથી કોરી રેતી કાઢવી,

જુની ઇંટને ખાંડી તેને દીવેલનું મોયણ દેવું અને તેને કલેજામાં નાખીને શેકવી પછી તેનો ડબ્બો ભરી રાખવો બાદ જ્યારે ખેલ કરવો હોય ત્યારે કુંડી ભરી પાણીમાં

નાખીએ તો તેને બીલકુલ પાણી લાગશે નહી ને કોરીની કોરી રહેશે.

## કોયલા બતાવી મીઠાઇ આપવી.

પ્રથમ ખેલ કરનાર જ્યારે એ ખેલ કરવા માંડે છે ત્યારે એક થાળીમાં કોયલા ભરી લાવે છે અને બધાને બતાવે છે પણ તે કોયલાની નીચે રેવડી. સાકરીઆં ચણા, પીંપરમટ એવી એવી મીઠાઈ થોડી થોડી સંતાડી રાખે છે પછી કોયલાના વાસણ પર કપડું ઢાંકી તળેની મીઠાઇ કાઢી લોકોને આપે છે જોનારમાંથી વહેમાઇ તેને કોઈ પીર સાધ્યા છે એમ માની શાબાશી આપે છે.

## દોરો બળે પણ વીંટી ન પડે.

મીઠાના પાણીમાં દોરાને બે ચાર વાર પલાળીને સુકાવવો. પછી છેડે વીંટી બાંધી તેને ઉંચો ટંગવો બાદ તે દોરાને સળગાવશો તો દોરો બળી જસે પણ વીટી પડસે નહી સંભાળ એટલી રાખવી કે તે વખતે દોરો હાલે નહી.

## વીંછી ઉત્પન્ન કરવા વિશે.

ગધેડાનું મુતર સેર પાંચ, તથા ભેંસનું છાણ, બાજરીનો લોટ, ખજુરીનાં જાલાં, ને પીલી મટોડી, બધાને એક ઠીકરાના વાસણમાં ભરવું, અને લુગડે વતી તે વાસણનું મોં બંધ કરી રાખી મુકવુ. પછી ત્રીજે દહાડે તે ઉઘાડવાથી સેકડો વીંછી અંદર દેખાસે.

## પાણીનું લોહી.

એક કાચના વાસણમાં પાણી ભરવું પછી બધા લોકોને બતાવવું કે-જુઓ આ પાણી છે, એમ કરી તેના પર તે વાસણ ઢંકાઈ રહે તેટલો રૂમાલ મુકવો. રૂમાલ ઢાંકતીજ વખતે વીલાયતી લાલ રંગનો કકડો ચાલાકીથી તે વાસણમાં નાખી દેવો બાદ થોડી વારે વાસણ ઉઘાડવાથી પાણી લાલ લોહી જેવું જણાઇ આવશે.

## બે આની ઉડાવવા વીશે.

પ્રથમ બે આની હથેળીમાં લેઈ લોકોને બતાવવી કે જુઓ આ બે આની છે તેને હું ઉરાડી મુકું છું, પછી મુઠી વાળવી પણ મુઠી વાળતા પહેલાં વચલી આંગળીને પાછળથી નખ ઉપર મીણ ચોટાડી રાખવું કે જેથી મુઠી વાળવી તે જરા ચાંપીને વાળવી કે બે આની મીણ સાથે વળગી જાય પછી મુઠી ઉઘાડી રાખવાથી બે આની ઉડી ગયેલી જણાશે.

## છાતીપર પથ્થર ભાગવો.

એક પથ્થર આશરે દસ શેરના વજનનો લેઇ તેને કોયલાની ભઠીમાં ઘાલી ખુબ તપાવવો, પછી તેને પાણીમાં મુકવો એવી રીતે બે ત્રણ વખત પત્થર પકવવો બાદ જ્યારે ખેલ કરવો હોય ત્યારે એક માણસને ચતો સુવાડવો પછી

જાડી બનાત યા શેતરંજીની દસ ગડી વાળી તે ઉપર પથ્થર મુકવો બાદ તેના ઉપર ધીમેથી હથોડો મારવાથી પત્થરના ચુરેચુરા થઇ જશે ને માણુસને કશી ઇજા થશે નહી.

## જાદુઇ દેવતા.

એક લોઢાના પતરા ઉપર થોડો સુરોખાર નાખીને તેના ઉપર ગંધકના ફુલ છાંટશો તો તે પોતાની મેળે બળતું થશે પણ એ પ્રયોગ કરતી વખતે ગંધકનો ધુમાડો મોંમા ન જાય તેની સંભાળ રાખવી

## દેવતાથી કાગળ ન બળે.

એક લોઢાનો સળીયો દોઢ ઈંચ જાડો લેવો અને તેના ઉપર કાગળ વીટાળીને સગીરોટના દીવા ઉપર ધરવો જેથી કાગળ બીલકુલ બળશે નહિ.

## લીંબુમાંથી લોહી કાઢવું.

એક લોઢાના ચપ્પુ ઉપર કપાસના ફુલનો રસ ચોપડી સુકાવવું એવા ત્રણચાર પટ દઈ સુકવ્યા પછી તે ચપ્પુથી લીંબુ કાપશો તો અંદરથી લોહીના જેવો પદાર્થ નીકળશે, જેમ ચપ્પુને વધારે પટ દેશો, તેમ વધારે લીંબુના પ્રયોગ કરવાને સમર્થવાન થશો.

## રૂપાનું ઝાડ ઉગાડવું.

એક શીશામાં આશરે ચાર ડ્રામ નાઇટ્રેટ ઓફ સીલ્વર

નાંખી તેમાં ૫ અંસ વરસાદનું પાણી ભરી એક ઔંસ પારો નાંખો પછી સીસાને એકાંત જગાએ રાખો કે જેથી તે હાલે નહિ. એટલે તુરત તમને થોડા વખતમાં સુંદર ઝાડ દેખાવ આપસે.

## થાળીમાં સોયે નચાવવી.

એક થાળીમાં સોય નાખી પછી તે થાળીના નીચે લોહચુંબક ફેરવશો તો થાળીમાં સોયો દોડદોડ કરી મુકશે.

## થાળીમાં સોય તરાવવી.

એક કાચના ગ્લાસમાં ટોચ સુધી પાણી ભરવું બાદ તે પાણી સ્થીર થાય કે તેમાં એક ઝીણી સોય આડી મુકવી તે જ્યાં સુધી પાણી હાલસે નહી ત્યાં સુધી તર્યાં કરસે.

## પગે પાવડી ચોંટાડવી.

પ્રથમ પાવડીને બાવળના ગુંદરનું જાડું પડ ચોપડી સુકવી દેવી. બાદ જ્યારે ખેલ કરવો હોય ત્યારે પગ ધોઈને પાવડી પર જોરથી દબાવી ઉભા રહેવું કે તુરત તુરત પાવડી પગે ચોંટી જશે બાદ તમે જેમ જેમ ચાલતા જશો તેમ તેમ પાવડી મજબુત ચોટતી જશે ને લોકો અજાયબીમાં આંધળા થશે.

## પાણીમાં ભડકા.

પોટાસીયમનો નામનો ધાતુ પાણીમા નાખે તો પશુ પ્રાણીમાં ભુતના જેવા ભડકા માલુમ પડશે.

## ઝાડપર દીવા દેખાડવા.

ફોસ્ફરસ, વીથ, ઈથિર, એ નામની અંગરેજી દવાઓ આવે છે તેને લાવીને પીચકારીમાં ભરી ઝાડપર છાંટે તો ઝાડપર દીવા દેખાય.

## મોઢામાંથી ભડકા કાઢવા

થોડો ફોસફરસ લઇ તેને આબાની ગોટલીમાં કાણું પાડી ભરવો અને પાછળથી સોય વતી ઝીણા વેહ પાડવા, આવી રીતની બનાવેલી ગોટલી મોમાં રાખી બહારની ફુંક મારવી એટલે ભડકા થશે. પણ એટલું યાદ રાખવું કે ગોટલીમાં પ્રથમ ભીનું કપડું મુકી ફોસફરસ ભરવો.

## શીશામાં ઇંડુ ઉતારવાની રીત,

પહેલાથી મરઘીના ઇંડાને દરાખના સરકામાં બોળી મુકવું અને તે નરમ થાય એટલે શીશામાં ઉતારી તેમાં પાણી નાખવું.

## શીશામાં દુધિની તુમડી ઉતારવી.

પ્રથમ એક પહોળા મોઢાની બાટલી લઇ દુધીના તુંમડાનું ચારૂ તે બાટલીના મોમાંથી અંદર ઉતારી મુકવું, જયારે મોટું થાય એટલે ડીંટુ તોડી નાખવું.

## વગર દેવતાએ ચહા કરાવો.

પ્રથમ એક ચાંકડા મોંના વાસણમાં પાણી રેડવું અને

તેના પર ચાહાદાની ચાહા તથા પાણી મુકીને તે વાસણપર મુકવી એટલે વગર દેવતાએ ચહા ગરમ થશે.

## અગ્નિમાં હાથ નહી ળે

નઉસાર તથા કપુર એ બન્નેને પાણીમાં વાટી હાથે લેપ કરે પછી દેવતા પકડે તો બળે નહી.

## ગુલાબને સફેદ કરવું

ગુલાબનું ફુલ લઇ તેને લાકડીયા ગંધકનો ધુમાડો આપશો તો ફુલ સફેદ થશે અને પાણીમાં નાખસો તો ફુલ સફેદ થશે અને પાણીમાં નાખસોતો પાછું લાલ થઈ જશે,

## લુગડાં નહીં બળે.

સ્પીરીટમાં થોડો કપુર મેળવીને તેમાં બોળીને સળગાવી મુકે તો લોક જાણે કપડું બળી ગયું પણ કપડું બળતું નથી.

## કાચ ખાવાની રીત.

પ્રથમ કાચની બાટલીના કડકા કરીને તે કપડાં અગનીમાં નાખી સારી રીતે તાપ આપવો અને પણ આદાના રસમાં બીંજવી મુકવા પછી યુકિતથી ચાવવા,

## રૂપીઓ ઉરાડવો

પ્રથમ જોક ડબો એવો કરાવવો કે જેમાં બે ખાના હોય પછી જયારે ખેલ કરવો હોય ત્યારે એક ખાનામાં રૂપીઓ મુકવો ને બીજુ ખાલી રાખવું પહેલાથી રૂપીઆ વાળું ખાનું બતાવી પછીથી ખાલી ખાનું ઉઘાડયાથી લોકો અજાયબ થશે.

## પાણીમાં કોયલાનો ભુકો નાખી માછલી ઉત્પન્ન કરવી,

માછલીના ઈંડાને કોયલાના ભુકામાં રાખવા અને જયારે ખેલ કરવો હોય ત્યારે તે ભુકાને પાણીમાં નાખવાથી થોડા વખતમાં પાણીમાં સેંકડો માછલીઓ ઉત્પન્ન થએલી જણાઇ આવશે.

## શરીરમાં છરી ભોંકવાની રીત,

પ્રથમ છરી એવી કરાવવી કે તે છરીનો હાથો પોલો હોય અને તે છરીને પાના સાથે અંદરની બાજુથી ચાંપ હોય જ્યારે તે છરી શરીરના કોઇપણ ભાગમાં મારવી હોય ત્યારે પેલી ચાંપ જરા પાછળથી ખેંચી લેવી એટલે છરીનું પાનું હાથમા જતું રહેશે, અને જયાં છરી મારશો ત્યાં ઇજા નહીં થતા માત્ર લોકોને અજાયબ કરી ચોંટી જશે.

## પાણીમાં બળતું કરવું.

એક સાકરનો કટકો લેઇ તેના ઊપર થોડો ફોસફરસ લગાડો અને તેને એક પાણી ભરેલા વાસણમાં નાખો એટલે સુંદર બળતું દેખાસે પણ ફોસફરસ વાપરતાં સાવચેતી રાખવી,

## અખંડ દીવો બાળવો.

સમુદ્રફીણને તથા ગંધકને વાટીને દીવેટમાં ઘાલી તેલના કોડીયામાં તે બતી મુકી જરૂર દીવો કરે તો તે ગમે તેવા પવનમાં પણ હોલવાઇ જશે નહી.

## રૂમાલમાં ઘડીઆળ ગેબ કરવી.

બે રૂમાલ એક જોડાના લો, તેને ચારે ગમથી એવી ઝીણી સીવણાથી સીવો કે કોઇને માલમ પડે નહિ કે આ રૂમાલ સીવેલો છે, પછો એક રૂમાલમાં ઘડીઆળ જાય એટલું કાણું પાડવું પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે રૂમાલ પાથરવો તેમાં ચતુરાઇ એ રાખવી કે કાણાવાળા ભાગને નીચે રાખવો ઘડીઆળ લઇ રૂમાલની નીચે મુકવું બાદ ફરી ઘડીઆળને લઇ નીચે મુકવાને બાને ધીમેથી રૂમાલમાં સેરવી ઝડપથી રૂમાલને ઉંચકી જે ખુણામાં ઘડીઆળ જાય તે ખુણાને ચાલાકીથી પકડો એટલે કોઈ જાણશે નહી આ રૂમાલમાં બીજા ખેલો પણ ચાલાકીથી કરી શકશો.

## વીંટીનો રૂપીઓ એક થાય.

પહેલાથી એક રૂમાલને છેડે રૂપીઆને એવી રીતે બાંધો કે જ્યારે તમે છોડવા માગો ત્યારે સહેલાઈથી છુટી શકે, પછી બે માણસને બોલાવો અને રૂમાલની અંદરનો રૂપીઓ પકડાવી રૂમાલને ગાંઠ બાંધી દો અને બીજા માણસને હાથમાં વીંટી આપો અને તે વીંટી આપતી વખતે તમે બીજો એક રૂપીઓ હથેળીમાં છુપાવી રાખો. વીટી તે માણસના હાથમાં આપી રૂમાલની ગાંઠ બાંધતી વખતે હળવેથી રૂપીઓ ભેગો બાંધી દો અને પ્રથમ રૂપીઆવાળા પાસેથી રૂમાલ છીનવી લો ને ખુબ ચાલાકીથી કોઇ ન જાણે તેમ રૂપીયો છોડી લઇ સંતાડી દો. પછી પેલા બીજા માણસ પાસે રૂમાલ લઇને હલાવો એટલે વીંટીને રૂપીઓ એકઠા થઇ જશે

## પાણીનું દુધ બનાવવું.

પાણીની અંદર થોડા લેડ ઓફ સ્યુગર નાંખવું, અને તેને જરા વાર હલાવવું એટલે પાણીનો રંગ બદલાઈને દુધ જેવું થશે પણ એ કોઈને પીવા દેવું નહી કારણ કે એ પાણી ઝેરી છે. માટે ખુબ સંભાળ રાખવી.

## અડદના દાણા નાખી ઘાસ સળગાવવું

ફોસફરસની ઝીણી કકડીયો કરી પછી તેની સાથે

થોડા અડદના દાણા ભેળા ઘાસની પુરીઓમાં ફેંકવાથી થોડીવારમાં પુળીઓ સળગી ઉઠશે.

## ચારણુમાં પાણી ભરવું.

મોટા વહેવાળી ચાલણી લઈ તેને ગુંદાના ચીકણા રસથી લીંપી છાંયડામાં સુકવવી એવી રીતે બે ત્રણ વખત કરી તૈ ાર કરેલી ચારણીમાં પાણી ભરવાથી બીલકુલ પાણી બહાર જશે નહી ને જોનારા અચંબો પામી તમને સારી શાબાશી આપસે.

## શીકાર મરે પણ ઘા ન દેખાય.

બંદુકમાં પારાની ગોળી ભરી લુગડાની આડમા રહીને જો બંદુક મારે તો શીકાર મળી જાય પણ તે શીકારને કઈ જગો પર ઘા વા યો છે તે જણાય નહિ.

## બંદુકની ગોળી પકડવી

જ્યારે ખેલ કરવો હોય ત્યારે એક દારૂની ગોળી તઇ-યાર કરવી અને એક શીશાની ગોળી તઇયાર કરવી પછી બંદુક ભરતી વખતે પેલી શીશાની ગોળી બતાવી તેને બદલે લોકોની નજર ચુકાવી પેલી દારૂની ગોળી અંદર નાંખવી. પછી બીજા આદમીના હાથમાં બંદુક આપી પોતે સામી બાજુપર જવું અને પછી બંદુક ફોડવાની રજા આપવી. તે બંદુક ફોડે કે ગોળી પકડવાના ચાળા કરી ગોળી બતાવવી ને કહેવું કે જુઓ આ ગોળી મેં પકડી.

## ગુલાબનાં ફુલ કાઢવાં

ગુલાબનાં અથવા બીજી કોઈ પણ જાતના ફુલ કાઢવા હોય તો તે જાતનાં ફુલ તમારે તમારી પાસે છુપાવી રાખવાં અને જરૂર પડે ત્યારે ચાલાકીથી કોઈ ન જાણે તેમ તે છુપાવેલાં ફુલ કાઢવાં. પણ હુંશીયારી રાખવી કે તમે તે ક્યાં છુપાવ્યાં છે તે કોઈ જાણે નહીં.

## ચાર રાજા જોડે રાખવા

ગંજીફાના બાવન પત્તામાંથી ચાર રાજા જુદા કહાડો બાદ એક રાણી કાઢો ને પછી એક ગુલામ કાઢો. તે પહેલાં તમારે ત્રણ ફાલતુ પત્તાં વધારે રાખવાં હવે તમે તે ચાર રાજાનાં એકએક મોં જણાય તેમ ઉઘાડાં રાખી છેક નીચે ત્રણ પત્તાં રાખો. પછીં કોઈ અજાણ્યા માણસ પાસે બાજી ચીપાવો. ને તેની થોક મુકી એક બાજુ રાણી તથા એક બાજુ ગુલામ મુકો. પછી તમે તમારા હાથમાંના રાજા બાજીપર મુકી લોકોને ધ્યાન રાખવાનું કહો. હવે તમે એક પતુ ઉધું ઉપાડી લોક કહે તેમ તે જગોએ મુકો એવી રીત ત્રણ પતાં મુકયા પછી ચોથા રાજાને પકડાવવો બાદ તેને ઠપકો દેઇ પેલા ત્રણ બાદશાહને પકડી લાવવાનું કેહેવું ને તેને બાજીપર મુકી ત્રણ ફુંકો મંત્ર ભણતાં હોઇએ તેવી રીતે હોઠ હલાવી મારવી. પછી એકેકું પતું ઉપાડશો તો ચારે બાદશાહ જોડે નીકળી આવશે.

## પત્થરપર પૈસો ચોટાડવો.

મરાઠી ભાષામાં ટટી નામની વસ્તુ ઓળખાય છે તેનો સફેદ ભુકો પથ્થરપર મુકીને તેના પર પૈસો મુકવો. પછી તેના પર પથ્થરનો ઘા મારવો એટલે પૈસો સજ્જડ ચોંટી જશે, પણ ભુકો મુકતી વખતે જોનારને જણાવવું જે એ મંત્રની ભુકી છે.

## લોટાપરનું લુગડું ન બળે

એક મોટો લોટો ઉંધો મુકીને તે ઉપર લુગડું ખેંચીને બાંધવું તે એવી સફાઈથી કે એક પણ કરચોલી રહે નહીં પછી તેનાપર દેવતા મુકી ફુક મારીએ તો પણ લુંગડું બળતું નથી.

## દીવા વીના અજવાળું.

એક નહાની શીશીમાં ફોસફરસની એક કરચ નાખવી. પછી તેને ત્રીજા હીસ્સા જેટલી ઉકળતા જળપાઈના તેલથી ભરીને મજબુત બુચ મારવો ને પછી રાતની વખતે ગમે ત્યારે તેનો બુચ ઉઘાડીએ ત્યારે તેમાથી એટલુ અજવાળું પડશે કે ઘડીઆળ પરના ટાઈપ જોઈ શકાશે.

## ખોટું સોનું બનાવવાની રીત.

સોળ ભાગ પ્લાટી નામની ધાતુ, તથા સાત ભાગ

ચોખ્ખું ત્રાંબુ, એક ભાગ ચોખ્ખું જસત. એ ત્રણે જાતની ધાતુને પીગાળવી જ્યાં સુધી ધાતુઓ પીગળે નહી ત્યાં સુધી તપાવવી. પછી જયારે પીગળીને એકઠી થઈ જાય ત્યારે ઉતારી લઈ તેને ઠરવા દેવી એટલે સોનાના જેવી ને તેવીજ ભારે ચળકાટ ભરી ધાતુ તૈયાર થઇ જશે,

## કાગળપર દોડતો અગ્ની દેવ.

હળદરમાં ભીંજવેલા કાગળનો એક કકડો લેવો ને તેની ઉપર પોટસિયં એક કરચ નાખવી કે તે કાગળ પરના પાણી સાથે મળશે તેવીજ બળી ઉઠશે ને જાણે પાણીની શોધમાં હોય તેમ ઘુમ્યા કરશે

## બતીને બુઝવી પોતાની મેળે સળગાવવાની રીત.

એક વાસણમાં થોડો ગંધક નાખી પીગાળવો, પછી તેમાં ગંધકનો અર્ધો ભાગ સુરોખાર નાખી એક રસ કરવું અને તેમાં રૂની દીવેટ કરી ભીંજાવવી, પછી તેને સુકાવા દેઈ

એ દીવેટને સળગાવી બુઝાવશો તો પણ તે પોતાની મેળે સળગી ઉઠસે.

## રૂમાલ ઉપર છુપી વાત લખવા વિશે.

પ્રથમ ચોખ્ખું પાણી લઇ તેમાં ફટકડી ઓગાળવી પછી તે પાણીથી સફેદ રૂમાલ ઉપર કાંઇ પણ છાની વાત હોય તે લખવી. આ અક્ષરોને સુકાવા દેવા. સુકાયા પછી તે

બીલકુલ દેખાશે નહિ. પછી તે લખેલું વાંચવું હોય ત્યારે તે રૂમાલને પાણીમાં બોળી કાઢવો, એટલે પેલો રૂમાલ બધો ભીંજાઇ જશે અને ફટકડીના પાણીના લખેલા અક્ષરો સાફ કોરા જણાશે. તેમજ કાગળ ઉપર પણ જો લખે તો કાગળ પણ ભીંજવ્યા સિવાય વંચાય નહી માટે તેને પણ ઉપર મુજબ કરવું.

## હળદરમાંથી કંકુના જેવો રંગ બનાવવા વિષે.

હળદર બારીક કરી તેમાં પાણી અને ચુનો મેળવશો તો કંકુના જેવો રંગ થશે.

## પાણીને રંગવાળું કરવું તથા તેને પાછું રંગ વિનાનું કરવા વિશે.

જયાં સુધી પાણી રંગવાળું ન થાય ત્યાં સુધી તેમાં મોરથુથુ નાખ્યા કરવું. અને ત્યાર પછી થોડો એમોનીયા સુરોખાર નાખવો એટલે આ મેળવણીથી બહુજ ઘેરો આસમાની રંગ થશે. અને વળી તેમાજ થોડા ગંધકનો તેજાબ થોડાજ કોસ્ટીક એમોનીયા નાખશો એટલે પાછો રંગ ઉઘડશે આ રીતે રંગ બનશે તથા જતો રહેસે.

## અગની બુઝાવવા વિષે.

ઘોડાનો નખ ગુગળના પાણીમાં ભીંજાવી સળગતા અગનીમાં નાખે તો પણ અગની બુઝાઇ જાય

## માણસને માંકડું (વાંદરૂં) બનાવવા વિષે.

કોઈ માણસની મશકરી કરવી હોય તો તેને કહેવું જે તમારો અવતાર માંકડાનો છે. ત્યારે તે ના કહેસે. પછી તેને કહેવું તમારૂં મોહું દરપણમાં જોઈ લો. એમ કહી દરપણ આખ તેને જોવા દેવું. પાછા તેને કહેવું કે જુઓ કેવું કાળું દેખાય છે. તે કહેસે કે ના એતો જેવું છે તેવુંજ છે, ત્યારે કહેવું કે ઠીક છે, પછી તેને કહેવું ઠીક, ત્યારે હુ જયાં સુધી કહું ત્યાં સુધી તારી આંખો બંધ કરી રાખ હું તને અટકયા સિવાય તારૂં મોં તથા હાથ કાળા કરી દેખાડું એમ કહી તેની આંખો બંધ કરાવવી. પછી એક થાળી તે માણસના હાથમાં આપી ફેરવવાને કહેવું એટલે તે ફેરવવા માંડશે એટલે ચોટેલી મેશ તેના હાથે લાગસે. પછી પેલી થાળી તેના હાથમાંથી લઈ લેવી અને પછી તે હાથ તેના મોઢે ફેરવવાને કહેવું તો તેનો ચેરો માંકડાના જેવો કાળો માલમ પડસે.



# ભાગ ૧૨ મો

## અંગ્રેજી તથા દેશી પેટન્ટ દવાઓ.

### કેટલાક અંગ્રેજી દવાનાં ગુજરાતી નામ અને ઓળખાણ.

| | |
|---|---|
| નાઇટ્રીક એસીડ | સુરાખારનો તેજાબ. |
| સલ્ફ્યુરીગ એસીડ | ગંધકનો તેજાબ. |
| હાઇડ્રોક્લોરીક એસીડ (મ્યુરીઆટીક એસીડ) | મીઠાનો તેજાબ. |
| ફોસ્ફરીક એસીડ | ફોસફરસનો તેજાબ. |
| આર્સેનીયસ સોલ્યુશન | સોમલનું પ્રવાહી. |

આ એસીડો ઝેરી હોય છે. ૧ ભાગ એસીડમાં ૧૦ ભાગ પાણી ઉમેરવાથી 'ડીલ્યુટ' એસીડ બને છે.

| | |
|---|---|
| ઓકસાઇડ ઓફ આયર્ન | લોઢાનો કાટ. |
| કારબોનેટ ઓફ લાઇમ | ચુનો |
| નાઇટ્રેટ ઓફ સીલવર | કોડીખાર. |
| કારબોનેટ ઓફ સોડા | પાપડખાર. |
| ક્લોરાઇડ ઓફ એમોન્યમ | નવસાર. |

| | |
|---|---|
| રેક્ટીફાઈટ સ્પીરીટ | દારૂનો અર્ક |
| વીનીગર | સરકો, |
| ગમ બેન્ઝાઇક | લોબાન. |
| ટાર | ડામર. |

સલ્ફર (ગંધક) મસ્ક (કસ્તુરી મરકયુરી (રસકપુર પારો) સીનામન (તજ) ઓરેંજ નારંગી)

વજનનું પ્રમાણ.

૧ પીન્ટ એટલે ૪૫ તોલા, ૧ આંસ ૨॥ તોલા, ૧ ગ્રેન—ચાર ચોખાભાર, ૧ પાઈન્ટ–અડધી–બાટલી અચ્છેર, ૧ ડ્રામ–૩॥ માસા, ૧ પૌંડ–૩૯ તોલા.

**કાર્બોનેટ ઓફ એમોનિયા**—૨ શેર ચાક અને ૧ શેર શુદ્ધ કરેલ નવસારને એકત્ર ખાંડી લુગડે ચાળી કાચના વાસણમાં નાખી ધીમી આંચે ગરમ કરવાં. કાચનું વાસણ ગરમીથી લાલ થાય એટલે નીચે ઉતારી કાચની બાટલીમાં ભરી બુચ મારી દેવો.

**કાર્બોનેટ ઓફ એમોનીયા મીક્ષચર**-૪૦ ગરેન કાર્બોનેટ ઓફ એમોનીયા, ૨॥ ડ્રામ કલોરીક એસીડ, ૨ ઔંસ મ્યુસીલેજ ઓફ એકેસીએન અને ૮ આંસ પાણી એકત્ર કરવાથી બને છે.

**કાર્બોનેટ ઓફ સોડા**—સાજીખારને વાટી લુગડે ચાળી પાણીમાં પલાળવો પછી તે ઓગળી જાય તેટલો

અગની ઉપર ઉકાળવો પછી બ્લોટીંગ પેપરથી ગાળી લઇ પાછો ફરી ઉકાળવો કઠણ થયે નીચે ઉતારી ઠંડો થયે સફેત ગાંગડા થસે તે સોડા છે, તેને બાટલીમાં ભરી બુચ મારવો.

**કાર્બોનેટ ઓફ લાઈમ**—(પ્રીપેર્ડ) કાચ ૧ સેર ચાકને ખલમાં ઘુંટી પાણી ઉમેરી એકત્ર કરી ચીની વાસણમાં ભરી પછી તે વાસણ ભરાય તેટલું બીજું પાણી રેડી હલાવવું. પછી નીતરવા દઇ ઉપરનું નીતરેલું પાણી કહાડી નાખી એક રકાબીમાં પાથરી સુકવી સુકાયે ખલમાં ઘુંટી વાટી ભુકો કરી બાટલીમાં ભરવો, તેને પ્રીપેર્ડ ચોક કહે છે, દાઝેલા ભાગને રૂઝ લાવે છે.

**ઓકસાઈડ ઓફ આયર્ન**—હીરાકસીના પાણીમાં સોડા બાય કાર્બોનિટનું પાણી નાખી એક વાસણમાં ઠરવા દઈ ઉપરનું નિતર્યું પાણી કાઢી લઇ તળે ઠરેલો લાલ ભુકો લઇ લેવો તેને સુકવી વાટીને ભરી લેવો.

**નાઇટ્રેટ ઓફ આર્યન**—બે ભાગ નાઈટ્રીક આસીડમાં ૧ ભાગ લોઢાનો ઝીણો ભુકો ખાંડીને મેળવવો જે તેમાં ઓગળી જસે પછી ૧ ભાગ પણ પાણી રેડી એકત્ર કરી ભરી લેવું.

**લાઈમજ્યુસ**—૮ ઔંસ લાઈમ વોટરમાં ૧ ઔંસ ગ્લીસરાઇન ૩ ડ્રામ ઓઇલ ઓફ લેમન, ૨ ઔંસ આલ-

મોંડ ઓઇલ અને ૨ દ્રામ પોટાસીયમ કારબોનેટ મિશ્ર કરી તૈયાર કરવું. માથું દુખવા પર લગાડવાથી મટે છે.

ગાઉટ પીલ્સ—૧૬ ગરેન કમ્પાઉન્ડ એક્સ્ટ્રેક્ટ કોલોસીન્થ, ૧૬ ગ્રેન રુબાર્બ એક્સ્ટ્રેક્ટ, ૧૬ ગ્રેન મર્ક્યુરીપીલ, ૬ ગરેન એસેટીક એક્સ્ટ્રેક્ટ ઓફ કોલ્ચિકમ સર્વે ભેગાં કરી ૧૨ ગોળીઓ વાળવી.

**બ્લિસ્ટર કોનોડિયન**—૨૦ ઔંસ બ્લાસ્ટરીંગ લીકવીડ, ૦ાા ઔંસ પાયરોક્સાઈલીન બંનેને કાચની બુચવાળી બાટલીમાં નાખી પાયરોક્સાઈલીન હલાવી પીગળાવવાથી બને બ્લીસ્ટર ઉઠાવવા વપરાય છે

**કોલેરા મીક્ષચર**—૩ દ્રામ એરોમેટીક પાઉડર ઓફ ચાક, ૩ દ્રામ સ્પીરીટ ઓફ સેલવોલા ટાઇલ, ૧૦ દ્રામ ટીંચર ઓફ કેટેચ્યુ ૬ દ્રામ કમ્પાઉન્ડ કાર્ડામમ ટીંચર, ૧ દ્રામ ટીંચર ઓફ ઓપીયમ સર્વ એકત્ર કરવાથી બને છે, કોલેરા ઝાડા, અજીર્ણ ઉપર અપાય છે. આહી છે.

**દાદરનો મલમ**—ગોવા પાઉડરનો મલમ-૨૦ ગરેન ગોવા પાઉડર અને ૪૮૦ ગરેન બેન્ઝોએટેડલાર્ડ એકત્ર કરી મેળવવાથી થાય છે દાદર, ખરજવું કરોળીયા મટે છે આંખે દવા અડકવા દેવી નહિ.

**ક્લોરોફોર્મ**—ક્લોરીનેટેડ લાઇમ, આલ્કોહોલ, કળી-ચુનો અને સ્વચ્છ પાણી એકત્ર કરી ઉકાળવાથી બને છે. આ દવા સુંઘાડવાથી મનુષ્ય બેભાન થાય છે. બહુ સુંઘા-ડવાથી માણસ મરી જાય છે.

**ક્વિનાઈન**—સીંકોનાની છાલમાંથી કવીનાઇન રસા-યણકિ રીતે કાઢવામાં આવે છે, નીલગીરી પર્વતપર સીંકોનાનાં ઝાડ થાય છે. તેથી તાવ જાય છે.

**ક્વિનાઈનની ગોળી**—૧ ભાગ ટ્રેગાકાન્થનો ભૂકો, ૪ ભાગ ગ્લીસરાઈન, ૧ ભાગ ટાર્ટરીક એસીડ અને ૩૬ ભાગ કવીનાઇન એકત્ર કરી ૨ થી ૮ ગ્રેનની ગોળીઓ વાળવી. આ ગોળીયોથી તાવ જાય છે.

**આર્યનલ પીલ**—લોહ ગુટિકા, ૧૫૦ ભાગ હીરાકસી ૯૫ ભાગ કાર્બોનેટ, ૫૦ ભાગ બાવળનો ગુંદર, ૧૫ ભાગ ટ્રેગાકંથનો ભુકો, ૧૫૦ ભાગ શરબત, ૧૦ ભાગ ગ્લિસ-રાઇન, અને ૨૦ ભાગ પાણી સર્વ મિશ્ર કરી ઘુટી ૫ થી ૧૫ ગ્રેનની ગોળીયો વાળવી. સ્ત્રીઓને આર્તવ પાંડુ રોગ મટાડે છે.

**કોમ્પાઉન્ડ આર્યન મિક્ષ્ચર**-૨૫ ગ્રેન હીરાકશી ૩૦ ગ્રેન પોટાસિયમ કાર્બોનેટ, ૬૦ ગ્રેન હીરાબોળ, ૬૦ ગ્રેન ધોયેલી સાકર, ૫૦ મીનીટ જાયફળનો સ્પીરીટ, ૧૦

ઔંસ ગુલાબજળ સર્વ મિશ્ર કરવાથી બને છે. માત્રા ૦ાા થી ૧ ઔંસ આયોની નબળાઇ, નષ્ટાર્તવ, તથા પ્રદર મટે છે. ક્ષય, પાંડુ અને નબળાઈ મટે છે.

**ટીંચર બોર્બર્ગ**--આ દવા તૈયાર આવે છે તેમાં ૧૫ ભાગ આલ્કોહોલમાં ૧ ભાગ ક્વીનાઇન સલ્ફાસ પીગળાવીને તેમાં ૨ ભાગ કપુરનો સ્પીરીટ. ૧૦ ભાગ એળીયો, ૫ ભાગ નારંગીનો અર્ક મેળવવો, એટલે તૈયાર થશે આ દવાની માત્રા ૨ થી ૪ ડ્રામ છે. તે પરસેવો લાવીને તાવ ઉતારવામાં પ્રખ્યાત છે.

## સીરપ ઓફ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ-

૧૬૦ ગ્રેન હાઈપોફોસ્ફોઇટ ઓફ લાઇમમાં ૯ ઔંસ પાણી રેડી એકત્ર કરી તેમાં ૧૬ ઔંસ ધોયેલ સાકર ઉમેરી ગરમ કરી ઠંડુ થયે તેમાં ૨૦ ટીપાં હાઇપોફોસ્ફરસ એસીડ ઉમેરી બાટલીમાં ભરી લેવું. તે ગરમ, પૌષ્ટિક, કફઘ્ન, અગ્નિવર્ધક અને પરસેવો બંધ કરનાર છે.

## પેનકીલર બનાવવું

૪ ઔંસ આલ્કોહાલમાં, ૦ાા ઔંસ ટીંચર મર્હ (હીરાબોળનો અર્ક ) ૧ ઔંસ સ્પીરીટ ઓફ કેમ્ફર, ( કપુરનું સ્પીરીટ ) ૧ ઔંસ ટીંચર કેપ્સીકમ ( મરચાંનો અર્ક ) અને ૦ાા ઔંસ ટીંચર ગ્વાયાસા એકત્ર કરી

હલાવી, બે ચાર રોજ પછી ગાળી :ભરી લેવાથી તૈયાર થાય છે.

## (૨) પેનકીલર

હીરાબોળ ૧॥ શેર, મરચાં ૧૦ ઔંસ, ૮ ઔંસ અફીણ, ૬ ઔંસ લોબાન ૩ ઔંસ ગવાયાકમરેઝીન, કપુર ૧૦ ઔંસ સર્વ વાટી મિશ્ર કરી ૧ ગેલન રેકટીફાઇડ સ્પીરીટમાં મીશ્ર કરી આઠ દસ દિવસ રોજ હલાવી તડકે મુકવું. પછી અર્કની માફક ગાળી ભરી લેવું. વાપરવાની રીત પેનકીલરની બાટલીમાં છાપેલી આવે છે.

## ડોવર્સ પાવડર

૧ ભાગ ઇપીકાકયુઆનાની ભુકી, ૧ ભાગ અફીણ, ૮ ભાગ સલ્ફેટ ઓફ પોટાસમાં સર્વ ઘુંટી તૈયાર કરવી, ઘેન આવવા માટે આ દવા ૨ થી ૪ ગ્રેન ભુકી ખાવાથી દરેકનું ઝેર પરસેવા માટે નીકળી જઇ ઉંઘ આવે છે.

## કોલ્ડ ક્રીમ

૧ ઔંસ સફેદ મીણને માટીના વાસણમાં ધીમી આંચે પીગળાવી તેમાં ૪ ઔંસ બદામનું તેલ રેડી તેમાં ૦॥ ડ્રામ ટંકણખારની ભુકી નાંખી નિચે ઉતારી ઠંડુ થયે ૩ ઔંસ ગુલાબજળ તથા ગુલાબના તેલનાં ૫ ટીપાં નાંખી હલાવી કાચના વાસણમાં ભરી લેવું. આ મેળવણી વઇઢ ફાટે કે ચામડી ફાટે તો લગાવવાથી મટે છે.

## એન્ટીકેમ્નિયા

આ અમેરિકન પેટન્ટ દવા છે. તેમાં ૧૦ ભાગ એન્ટીકેમ્રીન. ૧૦ ભાગ કેફીન અને ૮૦ ભાગ સોડા મેળવી બનાવાય છે. તાવ, સંધિવા અને વાયુને મટાડે છે.

## ડેમીયાના ટોનીક પીલ્સ

૨ ગ્રેન એકસ્ટ્રેકટ ઓફ ડેમીઆના, ૧૦૦ ગ્રેન ફોસ્ફરસ, ૧ ગ્રેન એકસ્ટ્રેકટ ઓફ નકસવોમીકા એકત્ર વાટી ગોળીયો વાળવી. તે મૂત્રલ હૃદયશામક, તાવ અને રક્તાશયના વ્યાધિ મટાડે છે.

## સારસાપરીલા

સારસાપરીલાનાં અમેરીકાથી મૂળીયાં આવે છે. બનાવટ ૨॥ ઔંસ સારસાપરીલાનાં મૂળ, ¼ ઔંસ ગ્વાયાકમનું લાકડું. ¼ ઔંસ જેઠીમધ, ½ ઔંસ સૅસૅફ્રસનાં મૂળ, ૬૦ ગ્રેન મેઝીરીયન છાલ. ૨૦ ઔંસ વરાળનું પાણી, ૪॥ ઔંસ ઓલ્કોહોલ, ૧૦૦ ઘણા ગરમ પાણીમાં સારસાપરીલાને ત્રણ વાર પલાળી બાકીની દવાઓને ઉકાળી તમામ પ્રવાહી ૧૬ ઔંસ રહે ત્યાં સુધી બાળી પછી ઓલ્કોહોલ ઉમેરી ૧૪ દિવસ રાખી મુકી પછી ગાળી ઉપયોગ કરવો.

## બાલામૃત

૧૦ ન હાઇપોફોસ્ફેટ ઓફ સોડા, ૧૦ ગ્રેન હાઇપોફોસ્ફેટ ઓફ લાઈમ, ૪ ઔંસ સાકરનું શરબત એકત્ર

કરી તેમાં ૨ ડ્રામ વાવડીંગનો અર્ક અને ૨ ડ્રામ સુંઠનો અર્ક મેળવી થોડા દિવસ રહેવા દઈ પછી ગાળી લેઇ પછી લાલ રંગ કરવા કોચલાઈનનાં ટીપાં નાંખવાથી બાલામૃત તૈયાર થશે.

## મેંથોલ

એક કલ્હાઈ દીધેલા વાસણમાં ૨૦ તોલા કોકમનું તેલ નાંખી ગરમ કરી તેમાં મીણ નાંખી ઓગાળી એકત્ર થયે ઉતારી કાચના વાસણમાં કાઢી તેમાં નિચેનું મિશ્રણ નાખવું.

૧ાા તોલો કુદીના (પેપરમીંટ) નાં ફુલ, તજનુ તેલ ૬ માસા કપુર ૩ માસા, લવીંગ તેલ ૩ માસા, લવંડર તેલ ૩ માસા, સર્વ મિશ્ર કરી ખલમાં ઘુંટી એકજીવ થયે કાચની બાટલીમાં ભરી લેવું, તે મેંથોલ. માથું ચઢયું હોય તો ઘસવાથી મટી જાય છે.

## ૨ મેંથોલ બામ

૧ શેર વેસેલીન અને ૩ ઓંસ હાર્ડપેરાફીનને એક એક વાસણમાં મુકી વરાળ ઉપર ગરમ કરી ઠંડુ થયે ઉતારી તેમાં ૨ ઓંસ પેપરમીંટનાં ફુલ નાખી ઘુંટી એકત્ર કરવું પછી ૧ ડ્રામ કપુરનું તેલ, ૧ાા ડ્રામ બરગેમાટ ઓઈલ, ાા ડ્રામ જીરેનીયમ ઓઈલ, ાા ડ્રામ તજનું તેલ મિશ્ર કરી ઘુંટી એકજીવ કરી બાટલીઓ ભરી લેવી.

# જુદી જુદી જાતના મલમો

## સાચો મલમ

૪॥ ઔંસ ઓઇલ અથવા તેલને ૨ ઔંસ ધોળા મીણમાં અગ્નિપર ઓગળી નિચે ઉતારી મલમ થતા સુધી હલાવવું. જેથી તૈયાર થાય છે. આ મલમથી ચામડીના નહિ રૂઝાતા ભાગ રૂઝાઈ જાય છે.

## કાળો મલમ

૧૧ ઔંસ રાળ, ૧૧ ઔંસ ડામર. ૧૧ ઔંસ મધ-માખીનું મીણ અને ૧ પાઇન્ટ તેલ સર્વેને ગરમીમાં ઓ-ગાળી કપડે ગાળીલઇ મલમ થતા સુધી હલાવવું. આ મ-લમથી ગડગુમડ, ચાંદાં રૂઝાઇ જાય છે.

## પારાનો મલમ

૪ ઔંસ તેલ, ૮ ઔંસ સફેદ રાળને ધીમા અગ્નિપર ઓગાળી ઠંડુ થયે તેમાં શુદ્ધ કરેલો પારો મેળવી તેમાં ૨ રતલ બોદારસીંગના મલમ લઈ થોડો થોડો મેળવી ઘું-ટતા જવું મલમ થયે ભરી લેવો નહિ ફાટતા ગડગુમડ ઉપર આ મલમ લગાડવાથી ફાટી જાય છે. અને રૂઝ આવે છે.

## લાલ મલમ

૪॥ શેર તેલમાં, ૨ શેર સીંદુર અને ૧ શેર ગુલેઅર-માની નાંખી ઘુંટીને અગ્નિ ઉપર ઉકાળી ઉભરા આવ્યા પછી ઉતારી ઠંડુ થયે ઘુંટી ભરી લેવું. તેથી ગુમડાંની રૂઝ આવે છે.

## કાથાનો મલમ

॥ પાઈન્ટ તેલમાં ૨૪ ઔંસ પીળી રાળ અગ્નિપર ઓ-ગાળી તેમાં ૧ ઔંસ ફટકડીનો ભુકો અને ૩ ઔંસ કા-થાનું ચુર્ણ ઉમેરી રસ કરી ઘુંટી નિચે ઉતારી ભરી લેવું, ગડ ગુમડ, નાસુર અને ચાહાંપર ચોપડવાથી મટે છે.

## લસણનો મલમ

૨ ભાગ ચરબીમાં, ૨ ભાગ લીલું વાટેલું લસણ મે-ળવી ધીમા અગ્નિપર ॥ કલાક ઓગાળી નિચે ઉતારી ઘુંટી ભરી લેવું પેટપર ચોપડવાથી ચુંક, સંગ્રહણી અને આફરો મટે છે બરડે ઘસવાથી બરડાનું શુળ મટે છે.

## માયાંનો મલમ

૨૭ દ્રાસ સાદા મલમમાં દ્રામ માયાંની ભુકી મે-ળવી ઘુંટી ભરી લેવો, તેથી હરસ, દરાજ અને ઉંદરી મટે છે.

## દાઝેલા માટે મલમ

ગાયનું ઘી ૪ તોલા, ૧ ટાંક શંખજીરૂં, ૩ ટાંક ૩ ટાંક રાળ, ૧ ટાંક ગુલેઅરમાની સર્વેને મેળવી ઘુંટી મલમ બનાવી દાઝેલા ભાગપર લગાવવાથી રૂઝ આવે છે.

## ટરપેન્ટાઇનનો મલમ

૧ રતલ સાદા મલમમાં ૩ શેર ટરપેટાઈન મેળવી અગ્નિપર એગાળી એકત્ર થયે નીચે ઉતારી ઘુંટી મલમ થયે ચરલેવું વા ઉપર કે કળતર ઉપર લગાવવાથી મટે છે.



# ભાગ ૧૩ મો.

---

## ચુર્ણ.

### અજમોદાદિ ચુર્ણ

અજમોદાદિ સિન્ધાલુણ ચિત્રક દેવદાર વાવડીંગ પીંપળી મુળ મરી, પીંપર, વરીયારી દરેક ૧ તોલો હરડેની છાલ ૫ તોલા વરધારો તોલા ૧૦ સર્વનુ ચુરણ કરી જરા ગરમ પાણી સાથે ૦। તોલો ખાવાથી આમવાત સાંધાનું દરદ, સોજો ગૃધસી વાયુ અને પડખાં જાંગ ગુદા અને વાંસાનું શુર મટે છે. આ ચુરણ ગોળમાં મેળવીને પણ ખવાય છે.

### અગ્નિમુખ ચુર્ણ

હિંગ ૧ ભાગ વજ ૨ ભાગ પીંપર ૩ ભાગ આદુ ૪ ભાગ, અજમો ૫ ભાગ હીમજ ૬ ભાગ ચિત્રક ૭ ભા કઠ ૮ ભાગ સર્વનું ચુરણ કરી ૦॥ થી ૧ તોલા સુધો મદ્, દહીં, છાશ તેમજ ગરમ પાણીમાં જે અનુકુળ આવે તેની સાથે ખાવાથી ઉદાવર્ત અજીર્ણ બરોળ, ઉદર રોગ મહાવરોધ શુળ ગુલ્મ (ગળો) ખાંસી અને દમ મટે છે તેમ જઠરાગ્ન પ્રદિપ્ત કરે છે.

## નારસિંહ ચુર્ણ

હરડે, મરી, ભીલામાં પીંપર, સુંઠ તલ, આંબળાસાકર અને બેઠાં સર્વનું ચુરણુ ઘી તથા મધ સાથે ૨ થી ૮ વાલ સુધા ખાવાથી પેટનો વાયુ, મંદાગ્નિ, જલોદર તથા વાતોદર મટે છે.

## પંચનિંબચુર્ણ

કડવા લીંબડાના મુળ પાન ફળ ફુલ તથા છાલ સર્વનું, સરખે ભાગે ચુર્ણ તો, ૬૦ લોહ ભષ્મ, હીંમજ કુંવારીઆનાં બી, ચિત્રકમૂળ ભીલામાં, વાવડીંગ, સાકર, આંબળાં, હળદર સુંઠ, મરી, પીંપર ગરમાળો, બાવચી દરેક ચચાર તોલા લઈ સર્વેનું ચુર્ણ કરી, પ્રથમ ભાંગનારા રસની, પછી ખેરસારના કવાથની તથા બીબલાના કવાથમાં એકેક દિવસ ભાવના દઈ સુકવી રાખવું તને દુધમાં, ખેરની છાલના કે બીબલાની છાલના કવાથમાં એકેક તોલો એક તોલો એક માસ સુધી ખાવાથી સર્વ પ્રકારના કોઢ મટે છે.

## પાચક ચુર્ણ

શેકેલી હીંગ ૦।। ભાગ, ચત્રક મૂળ ૧ ભાગ, પીંપરી મૂળ ૧ ભાગ, અજમોદ ૧ ભાગ, સાજીખાર ૦।। ભાગ, સિંધવ ૦।। ભાગ, મીઠું ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, પીંપર ૧ ભાગ, મરી ૧ ભાગ ચવક ૧ ભાગ, જવખાર ૧ ભાગ, સંચળ ૦। ભાગ, સાખરમીઠ ૦।। ભાગ, સર્વે લઈ તેનું

ચુરણ કરી પ્રથમ લીંબુના રસની ભાવના દઈ પછી દાડ-
મના રસની ભાવના દઇ સુકવવી. એઆની ભારથી ૦
ભાર પાણી સાથે લેવાથી અજીર્ણ તથા અગ્નિમંદ રોગ
મટે છે.

## લવિંગાદિ ચુર્ણ

લવીંગ કપુર, એલચી, તજ, નાગકેસર, જાયફળ, વાળો
સુંઠ શાહજીરૂં, કૃષ્ણાગરૂ, જટામાંસી, કાળુ કમર, પીંપર
સુખડ, તગર નેત્રવાળો, કંકોળ એ સર્વનું ચુરણ કરી તેથી
અર્ધી સાકર મેળવી ૨ વાલથી ૮ વાલ સુધી ખાવાથી
ક્ષય, હ્રદયરોગ, ખાંસી, હેડકી, પીનસ દમ, અતિસાર, પ્ર-
મેહ, ગુલ્મ અરૂચી, સંગ્રહણી અને ક્ષય મટે છે.

## પિપલી ચુર્ણ

સારી લીન્ડીપીપરનું ચુર્ણ કરી મધ સાથે ૧ થી ૩ વાલ
ખાવાથી કફની ઉદરસ, શ્વાસ, તાવ તથા બરોળ મટે છે.

(૨) પીંપર પીંપરી મળ બેઢાની છાલ તથા સુંઠનું
ચુરણ કરી તે ૦ા ૧ તોલો સુધી મધ તો ૨ સાથે
ખાવાથી દમ તથા ખાંસી મટે છે.

## મળશુદ્ધિ ચુર્ણ—

હરડેની છાલ ૨ ભાગ મીંઢી આવળ ૨ ભાગ રેવંચી ૦ા
ભાગ, મરી ૦ા ભાગ સીંધાલુણ ૧ ભાગ સંચળ ૦ા

ભાગ એને સુંઠ ૧ ભાગ લઈ તે ચુર્ણ રાત્રે ગરમ પાણી સાથે ખાવાથી મળ શુદ્ધિ થાય છે.

## વજીક્ષાર ચુર્ણ

પંચલવણ, સાજીખાર ટંકણ, સર્વને એક દિવસ થોરા દુધમાં પલાળી રાખી તડકે સુકવવાં, પછી આકડાના પાનમાં લપેટી મોટાં કેડીઆના પુટમાં મુકી કપડછાણ કરી ગજપુટ અગ્નિઆપી પછી કાઢી તેના જેટલુંજ ત્રિકટુ ત્રિફળાં અજમો જીરૂ, મૂળ એ સર્વનું બારીક ચુર્ણ તેમાં મેળવી ૦ા તોલો ગરમ પાણી ચન મુત્રમાં ખાવાથી ગુલ્મ શુળ, અજીર્ણ સોજા મંદાગ્નિ ઉદર રોગ અને આફરો મટે છે,

## સફેદ વાળ કાળા થાય.

સમુદ્ર ફલ ટાંક ૧, અને ગાયનું ઘી માસા ૬ જો દરરોજ ખાય તો ઊજળા વાળ કાળા થાય છે.

## કાનની તુરતની બહેરાશ દુર કરવાનો ઈલાજ.

ડુંગળીનો રસ કાહાડી તેને ગાળીને તેનાં ટીપાં સવાર સવાર સાંજ કાનમાં મુકવાથી બહેરાશ મટે છે. અથવા કાળા સપની કાંચળી તેલમાં કકડાવી કાનમાં ટીપું પાડવાથી કાનની અંદરની નાળ દુખતી બંધ થાય છે. તથા તુરતની બહેરાશ પણ ઓછી થાય છે.

## લોહી સુધારવાનો ઉપાયો

(૧) ગળોના પાંદડાંનો રસ પાણીમાં નાંખી તેમાં ચાર રૂપીયાભાર સાકર મેળવીને ૫ રૂપીયાભાર જેટલું દીવસમાં બે વખત પીવાથી લગભગ ૨૦ દીવસ સુધીમાં લોહી સુધરી સ્વચ્છ બને છે. એટલે ખસ, દાદર, ચાઠાં, ગુમડાં ફુણગલી ફોલ્લા વિગેરે બીલકુલ રહેવા પામતાં નથી. વખતે આ પ્રયોગ વધુ દહાડા સેવવા પડે છે (૨) પાન્સ પીંપળાના ઝાડની છાલનો ઉકાળો. ૩ થી ચાર ઓંસ પીવા આપવાથી પણ લોહી સુધરે છે, (૩) સારસા પરિલાનાં મુળીયાં દુધમાં ઉકાળી પીવાથી પણ સારો ફાયદો જણાય

## ગર્ભવાળી સ્ત્રીની ઉલટી બંધ કરવાનો ઉપાય

લવીંગ નાંખી ઉકાળેલું પાણી ઠંડુ પાડી પીવાથી ઉલટી થતી નથી. અથવા લવીંગનું તેલ ૨ થી ૬ ટીપા સાકરના પાણીમાં નાંખી આપવામાં આવે તો ઉલટી બંધ થાય છે.

# ભાગ ૧૪ મો.

## કામવર્ધક મોદક

એખરો, ગોખરૂ, બળદાણા, ધોળી મુસળી, કૌંચાં. આસંધ, જેઠીમધ, શતાવરી. એ સર્વ સરખે ભાગે મળી શેર ૨ લઇ તેનું બારીક ચુર્ણ કરીને આઠગણા દુધમાં ઉકાળી માવો કરવો; માવો થાય ત્યારે તેમાં ઘી શેર ૨ નાંખી દાણો પાડવો, દાણાથી બમણી સાકરની ચાસણી પાક જેવી કરવી. પછી તેમાં કીટી નાંખી હલાવીને નીચે ઉતારી તેના પાંચ પાંચ રૂપીઆભારના લાડુ વાળવા, બને તો તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, બદામ, ચારોળી, થોડાં થોડાં નાંખવાં. માત્રા તોલા ૫ થા ૧૦ વિર્યની વૃદ્ધિ કરી શરીરમાં તાકાત આપે છે.

## કૌચાપાક

કૌંચાંને પાણીમાં કે દુધમાં ઉકાળી ફોતરાં ઉતાળી નાંખી અંદરના ગોળા (મીંજ) લેવા, તે તોલા ૧૨૮ તેને સુકવી ચુર્ણ કરવું તે ચુર્ણને બમણા દુધમાં ઉકાળી માવો કરવો, માવીમાં ઘી શેર ૩ થી ૪ નાંખીને

તેને દાણો પાડવો; પછી સર્વના વજન જેટલી સાકરની ચાસણી કરીને તેમાં ઉપલો દાણો તથા નીચેની વસ્તુઓનું ચુર્ણ નાખવું, કેસર તજ, તમાલપત્ર, એલચી, પીંપર સુંઠ લવીંગ અગર, જાવંત્રી જાયફળ, અકલગરો કંકોર, સમદર-શોષના બી, અજમો, મુશળી હરડે એ દરેક તોલા ૨ અને કપુર તોલા ૦। રસસિંદુર નાગભષમ વિગેરે માત્રાઓ જરુર જણાય તો નાખવી. માત્રા ૧ થી ૨॥ કામેચછા ધાતુ, બળ તથા બુધિના વધારે, વાજીકરણ કરે, ધાતુ ક્ષય તથા બહુ ખિન્નતા, જુઓ પ્રમેહ, ક્ષય તથા ક્ષીણતાને મટાડે છે.

## કંદર્પપાક

ધોળી ડુંગળીના કાંદા તોલા ૨૦, દુધ શેર ૨, ઘી શેર ૧ મદ, તોલા ૯ઃ સાકર શેર ૨ તજ તથા જાયફળ એકેક તોલો લવીંગ કેસર જાવંત્રી અર્ધો અર્ધો તોલો શુધ તામ્રભષ્મ તોલો ૦॥ કોચબીજ તોલા ૪॥, માવો તોલા ૧૦ એ સર્વનો પાક તઇયાર કરવો માત્રા તોલા ૨॥, નપુષ કપણું મટાડી પુરૂષાતન આપે છે,

## પીપળપાક

પીપરનું ચુર્ણ તોલા ૬૪ ચારગણા દુધમાં ઉકાળી માવો કરવો તે માવાને ઘી તોલા ૨૫૬ માં દાણો ધીમાં તાપથી પાડયો સાકર તો ૨૫૬ની ચાસણી પાક જેવી કરી તેમાં ઉપરનો દાણો તથા તચ, તમાલપત્રનાગકેસર, એલચી

દરેક તોલા ૪ નું ચુર્ણ તથા બદામ અને ઘી મરજી પ્રમાણે નાખવું, માત્રા તોલા ૧ થી ૨ અનુમાન દુધ ધાતુગંધ જીવર જીર્ણ્શ્વર ઊધરસ દમ પાંડુ ધાતુક્ષય મદાગની મટાડે છે

## બદામપાક

બદામના મોજ તોલા ૨૦ માવો તોલા ૧૦ સુગલાઈ-બેડાણા તોલા ૪ લવીંગ જાયફળ જાવંત્રી કેસર વાંસકપુર કમળકાકડી દરેક તો ૦ાા એલચી તજ, તમાલપત્ર નાગકેસર દરેક તો, ૧. સાકર શેર રાા, ઘી તોલા ૨૦ બદામનું ચુર્ણ તથા મવાને ઘીમાં સેકી દાણો પાડવો અને બાકીની સર્વ વસ્તુનું બારીક ચુરણ કરવું સાકરની ચાસણી કરી તેમાં તેમાં ઉપરની સર્વ વસ્તુઓ નાંખવી તથા અભ્રકભષ્મ તોલા ૦ાા બંગભષ્મ તો ૦ા, સુવર્ણમાક્ષીકભષ્મ તોલો ૦ાા પ્રવા-લભષ્મ તો ૦ા એ સર્વ ભષ્મોમાંથી ઇચ્છા હોય તે પ્રમાણે નાખવી. માત્રા તોલા ૧ થી રાા વિર્યવૃદ્ધિ પુષ્ટિ તથા તાવમાંથી ગયેલી શકિત માટે આ પાક સારો છે.

# ભાગ ૧૫ મો



## ગેબી ચમત્કારીક વિદ્યા.

### કોઇ માણસને કેટલાક છોકરા અને છોકરીઓ છે તે કહેવાની રીત.

કોઈ પણ માણસને ( જેને છોકરાં હોય તેવાને ) પોતાને જેટલાં છોકરાં હોય તેટલાં મનમાં ધારવાને કહેવું પછી તે છોકરાની સંખ્યાને બમણા કરી પાંચે ગુણવાને કહેવું પછી જે ગુણાકાર આવે તેમાં છોકરીઓની સંખ્યા ઉમેરવા કહેવું અને તે ઉમેરતા જે સંખ્યા આવે તે આપણે પુછી લેવી. પછી તે સંખ્યાનો પહેલો આંકડો તેટલા છોકરા અને બીજો આંકડો તેટલી છોકરી તેને છે એમ કહેવું.

### સમજવાની રીત.

ધારો કે આપણે કોઇ માણસને કેટલા છોકરા તથા છોકરી છે તે કહેવું છે. હવે ધારો કે તેને ૫ છોકરા અને ૩ છોકરી છે, હવે તેને કહેવું કે તારે જેટલા છોકરા હોય તેના બમણા કર. એટલે તેને ૫ છોકરા છે તેના બમણા (૫×૨=૫ ). દશ થયા, પછી તેને પાંચે ગુણવા કહેવું

એટલે ( ૧૦×૫=૫૦ ; થયા અને તે ગુણાકારમાં છોકરીની સંખ્યા ૩ ઉમેરવી એટલે ( ૫૦+૩=૫૩ ) ત્રેપન થશે તે સંખ્યાં તે આપણને કહેશે એટલે આપણે તેને તરતજ કહેવું કે તારે પહેલા આંકડા જેટલાં એટલે પાંચ છોકરા છે અને બીજા આંકડા જેટલી છોકરી છે.

( ૩ )

## આપણને જણાવ્યા સિવાય કોઇ પણ માણસે પોતાના કયા હાથે કઇ આંગળી અને કયા વેઢાએ વીંટી પહેરી હોય તે કહી આપવું.

જોનારા સઘળા માણસોને નંબર વાર બેસાડીને તેમની આગળ એક વીંટી મુકવી. પછી કહેવું કે તમારામાંના કોઇ પણ માણસે હું, ન જાણું તેમ પોતાના ગમે તે હાથે ગમે તે આંગળીએ અને ગમે તે વેઢાએ વીંટી પહેરી રાખવી. આ પ્રમાણે કહીને આપણે જરા બહાર જઇને ઉભા રહેવું પછી જ્યારે આપણા કહ્યા પ્રમાણે જોનારામાંથી કોઈ પણ માણસે વીંટી પહેરી લીધી પછી આપણે અંદર જવું. પછી જોનારાઓમાંથી કોઇ પણ માણસને ( જેને વીંટી પહેરનાર માણસે કયે હાથે કઈ આંગળીએ અને કયા વેઢાએ વીંટી પહેરી છે તે ખબર હોય તેવાને ) આપણી આગળ ઉભો

કરવો. પછી તેને આપણે જે પ્રમાણે કહીએ તે પ્રમાણે કરવાનું કહી હાથમાં એક કોરા કાગળનો ટુકડો અને પેન-સીલ આપવી. પછી તેને કહેવું કે વીંટી પહેરનાર માણસનો જે અનુક્રમ નંબર હોય તે તારા કાગળ ઉપર મને જણાવ્યા સીવાય લખીલે. પછી તેને બમણા કરી તેમાં પાંચ ઉમેરીને જે સંખ્યા આવે તેને પાંચે ગુણીને ગુણાકાર આવે તેમાં દશ ઉમેરીને જો વીંટી ડાબા હાથે પહેરી હોય તો એક અને જમણા હાથે પહેરી હોય તો બે આવેલી સંખ્યામાં ઉમેરીને તે રકમને દસે ગુણી તેમાં વીંટા પહેરેલી આંગળા જેટલામી હોય તેટલા ઉમેરવા (તે એવી રીતે કે જો અંગુઠા પાસેની આંગળી હોય તો એક, વચલી આંગળીએ પહેરી હોય તો બે, તેની પાસેની એટલે અનામિકાએ પહેરી હોય તો ત્રણ અને તેની પાસેની છેક નાની આંગ-ળીએ પહેરી હોય તો ચાર ઉમેરવા) જે સરવાળો આવે તેને દશે ગુણી તે ગુણાકારમાં વેઢાનો નંબર ઉમેરે આ પ્રમાણે કરતાં જે એકંદર સંખ્યા આવે તે મને કહે, તેણે કહ્યા પછી આપણે તે રકમમાંથી ૩૫૦૦ બાદ કરવા અને જે બાકી રહે તે સંખ્યાનો પહેલો આંકડો તે મનુષ્યનો નંબર બીજો આંકડો તે હાથનો નંબર, ત્રીજો આંકડો આંગળીનો નંબર અને ચોથો આંકડો તે વેઢાનો નંબર જાણવો.

## સમજવાની રીત.

ધારો કે આપણે આપેલી વીંટી બેઠેલા બાર માણુસોમાંથી ચોથા નંબરવાલા માણુસે પોતાના જમણા હાથની ત્રીજી આંગળીના બીજા વેઢાએ આપણુને જણાવ્યા સીવાય પહેરી છે. હવે આપણે એક માણુસને નીચે પ્રમાણે હીસાબ કરવાને કહેવું. વીંટી પહેરેલા માણુસનો નંબર ૪ છે માટે ૪ ના બમણા કર્યા એટલે (૪×૨=૮) આઠ થયા, તેમાં ૫ મેળવ્યા એટલે ૧૩ થયા તેને પાંચે ગુણતાં ૬૫ થયા તેમાં ૧૦ મેળવ્યા એટલે ૭૫ થયા તેમાં વીંટી જમણા હાથે ઘાલી છે માટે ૨ ઉમેર્યા એટલે ૭૫+૨=૭૭ થયા તેને દશે ગુણ્યા એટલે ૭૭×૧૦=૭૭૦ થયા હવે ત્રીજી આંગળીએ વીંટી પહેરી છે. માટે તેમાં ત્રણ ઉમેર્યા એટલે ૭૭૦+૩=૭૭૩ થયા તેને દશે ગુણ્યા એટલે ૭૭૩×૧૦=૭૭૩૦ થયા, તેમાં બીજા વેઢાએ વીંટી પહેરી છે માટે ૨ ઉમેર્યા એટલે ૭૭૩૦×૨=૭૭૩૨ થાય તે આપણુને કહેશે એટલે આપણે તેમાંથી ૩૫૮૦ બાદ કરીશું એટલે બાકી (૭૭૩૨−૩૫૦૦=૪૪૩૨) તેમાં પહેલો આંકડો ચાર છે તે વીંટી પહેરેલા માણુસનો નંબર છે. બીજો આંકડો ૨ છે તે જમણા હાથનો નંબર છે, ત્રીજો આંકડો ૩ છે તે આંગળીનો નંબર છે અને ચોથો આંકડો ૨ છે તે વેઢાનો નંબર છે એમ આપણે કહેવું. એટલે કે ચોથા નંબરના માણુસે પોતાના જમણા હાથની બીજા નંબરની એટલે અનામીકાના બીજા વેઢાએ

વીંટી પહેરી છે એમ કહેવું અને તે સાચું પડ-
વાથી લોકો ઘણા અજાયબ પામી જશે.

## અનેક મનુષ્યોના મનમાં ધારેલો અંક એકી વખતે કહેવો

જોનારા માણસને કહેવું કે તમારી મરજીમાં આવે તે તે અંક દરેક જણે પોતાના મનમાં ધારો. પછી દરેક જણે પોતાના ધારેલા આંકડાને સાતે ગુણી તેમાં ૪ ઉમેરો પછી જે સરવાળો આવે તેને દશે ગુણો, જે ગુણાકાર આવે તેને ૧૪ એ ભાગો ભાગતાં જે શેષ વધે તેને ૯ એ ગુણો. આ પ્રમાણે કરવાથી દરેક જુદા જુદા અંક ધારવા છતાં છેવટે સર્વેનો જવાબ એકજ એટલે ૧૦૮ આવશે, પછી બધાને કહેવું કે તમે બધાએ જુદી જુદી રકમ ધારી છે છતાં તે બધાનો જવાબ હું તમોને કહી આપું છું એમ કહી એક કાગળના ટુકડા ઉપર ૧૦૮ લખી બધાને બતા-વવો એટલે દરેક જણ પોતાનો જવાબ જોઇ નવાઈ પામશે.

## સમજવાની રીત

ધારો કે જો તમારામાંથી એક જણે ૫, બીજાએ ૭, ત્રીજાએ ૯, અને ચોથાએ ૩, એમ જુદા જુદા આંકડા પોતાના મનમાં ધાર્યા છે પછી ઉપર પ્રમાણે ગણત્રી કરતાં

પહેલાના ૫×૭=૩૫ ૪ ઉમેર્યા ૩૯×૧૦=૩૯૦÷૧૪ ભાગાકાર ૨૭ બાકી ૧૨×૯=૧૦૮

બીજાના ૭·૭=૪૯+૪=૫૩×૧૦=૫૩૦÷૧૪=ભાગાકાર ૩૭ બાકી ૧૨×૯=૧૦૮

ત્રીજાના ૯×૭=૬૩+૪=૬૭×૧૦=૬૭૦÷૧૪ ભાગાકાર ૪૭ બાકી ૧૨×૯=૧૦૮

ચોથાના ૩×૭=૨૧+૪=૨૫×૧૦=૨૫૦÷૧૪ ભાગા-કાર ૧૭ બાકી ૧૨×૯=૧૦૮

આમ દરેકના ૧૦૮ આવે છે, માટે કાગળપર ૧૦૮ લખીને દરેકને બતાવવા, યાદ રાખવું કે એકને બતાવતી વખતે બીજાને જોવા દેવું નહિ પણ દરેકને જુદું જુદું બતાવવાથી વધારે આશ્ચર્ય લાગશે.

( ૫ )

## જોયા સિવાય નાખેલા બે પાસાના દાણા કેટલા આવ્યા છે તે કહેવાની રીત.

મંડળી પાસે રમવાના હાથીદાંતના જે પાસા આવે છે તેવા બે પાસા આપી તે બન્ને પાસા એકાદ માણસને હાથમાં હલાવી જમીનપર નાખવા કહેવું અને તેમાંથી પ્રથમ એક પાસાના જેટલા ટપકા પડયા હોય તેને બેએ ગુણવા અને પછી તેમાં એક ઉમેરવો જે સરવાળો આવે

તેને પાંચે ગુણવા કહેવું. પછી તે ગુણાકારમાં બીજા પાસાનાં ટપકાં ઉમેરવા કહી તેનો જે સરવાળો આવશે તેમાંથી ૫ બાદ કરવા કહેવું બાદ કર્યાં પછી બાકી રહે હવે આપણે પૂછી લેવું. તે જાણ્યા પછી તે સંખ્યાનો પહેલો જે આંકડો તે બીજા પાસાપરના દાણા સમજવા.

## સમજવાની રીત.

ધારો કે બે પાસા હાંથમાં લઇને નાખ્યા તો એક ઉપર પાંચ ને બીજા ઉપર ત્રણ એમ દાણા પડ્યા છે તો પહેલા ઉપર પાંચ છે તેમાં બે એ ગુણ્યા એટલે ૫÷૨=૧૦ થયાં' તેમાં એક બીજો ઉમેર્યો એટલે ૧૧ થયા તેને પાંચે ગુણ્યા એટલે ૫૫ થયા ગુણાકારમાં બીજા પાસાના દાણા મેળવ્યા એટલે ૫૫×૩=૫૮ થયા તેમાંથી ૫ બાદ કર્યાં તો ૫૮-૫=૫૩ થયાં તે આપણને કહે એટલે તેનો પહેલો અંક ૫ છે તે પહેલા પાસાના દાણાને બીજો અંક ૩ છે તે બીજા પાસાના દાણા સમજવા,

૬

## કોઇ માણસે કોઇપણ સંખ્યાનાથી કોઇપમ એક અંક ભુસાડી નાખ્યો હોય તો તે કહી આપવો.

કોઇપણ એક માણસને મરજીમાં આવે તેવડી મોટી એક સંખ્યા કાગળ યા સ્લેટપર લખવાને કહેવું તેણે

સંખ્યા લખ્યા પછી તે સંખ્યાના બધા આંકડાઓનો સરવાળો કરવા કહેવું જે સરવાંળો આવે તે મુળ સંખ્યામાંથી બાદ કરવા કહેવું, બાકી જે રકમ રહે તે એક બાજુ લખી રાખવા કહેવું અને તેમાથી કોઈપણ એક આંકડો ભુસાડી નાંખવા કહેવું પછી જેટલા આંકડા બાકી રહે તે સંખ્યા આપણને કહેવા કથવું, તેણે આપણને તે સંખ્યા કહી તરતજ તે સંખ્ગાને નવે ભાગી નાખવી, અને ભાગતા જે બાકી રહે તે નવમાંથી બાદ કરતા જે આંકડો આવે તે ભુસાડી નાખેલો આંકડો સમજવો.

## સમજવાની રીત

ધારો કે કોઈ માણસે ૫૩૭૪૯ આ સંખ્યા લખી છે હવે તે સંખ્યાના આંકડાનો સરવાળો કરવાનો એટલે કે ૫÷૩÷૭।૪÷=૨૮ સરવાળો થયો તે સંખ્યામાંથી બાદ કરવાનો એટલે કે ૫૩૭૪૯—૨૮=૫૩૭૨૧ સંખયા થઈ તે માંથી કોઇપણ એક આંકડો ભુસાડી નાંખવાનો એટલે જાણો કે તેણે ૭ નો અંક ભુસાડી નાંખયો હવે બાકીની સંખયા આપણને કહેવાની એટલે કે ૫૩૨૧ તેણે આપણને કહી તો હવે આ સંખયાને આપણે નવે ભાગવા એટલે ૫૩૨૧ ÷૯=૫૯૧ ભાગાકારને બાકી ૨ વધ્યા તે ૯ માંથી બાદ કર્યા તો (૯—૨=૭] રહ્યા અને જે તે ભુસાડી નાંખેલો આંકડો છે એમ કહેવું,

[૭)

# બે મુઠીઓમાં પકડેલા રૂપીઆ કહી આપવા.

બે હાથની મુઠીઓમાં એકમાં એકી (વિષમ) અને બીજીમાં બેકી [સમ) રૂપીઆ રાખવા કહેવું આ પ્રમાણે તેણે રૂપીઆ મનમાં ધાર્યાં બાદ જમણા હાથમાના રૂપીઆની સંખ્યાને બમણા કરવા કહેવું અને ડાબા હાથમાંના રૂપીઆની સંખ્યાને ત્રણગણા કરવાને કહેવું,તપછી બન્નેનો સરવાળો કરવા કહેવું જો તે સરવાળો બેકી હોય તો જમણા હાથમાં એકી રૂપીઆ અને ડાબામાં બેકી અને સરવાળો એકી હોય તો જમણા હાથમાં બેકી અને ડાબા હાથમાં એકી છે એમ કહેવું.

## સમજવાની રીત.

ધારો કે જમણાં હાથમાં ૨, અને ડાબા હાથમાં છે તો જમણામાં ૨÷૨=૪ અને ડાબા હાથમાં ૫÷૩=૧૫, હવે બન્ને હાથના આંકડાનો સરવાળો (ગુણાકાર કર્યાં પછીના) લીધો તો ૧૫+૪૧૯ થયા સરવાળો એકી છે માટે ડાબા હાથમાં એકી અને જમણા હાથમાં બેકી હોવા જોઇએ.

ધારો કે જમણાં હાથમાં વળી ૫ છે અને ડાબા હાથમાં ૨ છે તો જમણા હાથના ૫÷૨=૧૦ અને ડાબા

હાથના ૨÷૩=૬ થયા બન્નેનો સરવાળો લીધો તો ૧૦+૬=૧૬ થયો પણ તે બેકી અંક છે માટે જમણા હાથમાં એકી અને ડાબા હાથમાં બેકી હશે.

(૮)

## હાથમાં ધારી રાખેલુ શોનું રૂપું કિંવા ચંદ્ર સુર્ય કહી આપવાની રીત.

કોઇપણ માણસને સોનું અને હવે જમણા અને ડાબા હાથમાં છે એમ ધારી રાખવાને કહેવું પછી સોના માટે બેકી કિંવા એકી અને રૂપા માટે પણ બેકી કિંવા એકી અંક ધારવા માટે કહેવું પરન્તુ સોના અને રૂપા માટે બંને અંક એકી અથવા બંને અંક એકી ધારવા કહેવું નહિ, પછી ઉપર બતાવેલી રીતે ૭ માં જણાવ્યા પ્રમાણે કયા હાથમાં સોનું કિંવા કયા હાથમાં રૂપું છે છે સહજ જણાઈ આવશે.

### સમજવાની રીત

ધારો કે કોઈ માણસે જમણા હાથમાં સોનુ અને ડાબા હાથમાં રૂપું રાખ્યું છે હવે તેણે ઉપર પ્રમાણે સોના માટે ૫ અને રૂપા માટે ૨ અંક ધાર્યા છે, એકી અંકના બમણા કર્યા તો ૫ ×૨=૧૦ અને બેકી અંકના ત્રણ ઘણા કર્યા તો ૨+૩=૬ થયા પછી બંનેનો સરવાળો ૧૦÷૬=

૧૬ થયા તે બેકા છે માટે જમણા હાથમા એકી અંક માટે સોનું અને ડાબા હાથમાં બેકી માટે રૂપું હોવુ જોઈએ આજ પ્રમાણે સુર્ય અને ચંદ્ર પણ ધાર્યા હોય તો કહી શકાય,

(૯)

## મન કલ્પિત ઇષ્ટાંક કિંવા માણસની ઉમ્મર કહેવાની રીત

કોઈપણ એક માણસને મનણાં કોઇ અંક અથવાં પોતાની ઉમરનો આંકડો ધારે એમ કહીને તેમાંથી ૧ બાદ કરવા કહેવું અને જે બાકી રહે તેની બમણાઈ તેમાંથી ૧ બાદ કરવા કહેવું, અને જે બાકી રહે તેમાં પહેલા મનમાં ધારેલો અંક કિવા ઉમરનો આંકડો ઉમેરવા કહેવું આમ કરવાથી જે સરવાળો આવે તે તેને પુછી લેવો પછી ની ચેની રીતે તેને ધારેલો અંક કિવા ઉમર કહી આપવી,

## સમજવાની રીત.

તેને સરવાળો કહ્યા પછી તેથાં ૩ ઉમેરવા અને જે સરવાળો આવે તેને ૩ વડે ભાગવા, અને જે ભાગાકાર આવે તે તેનો ધારેલો અંક કિંવા ઉમર છે એમ કહેવું

### જવાબ.

મનઃકલ્પિત અંક ૫ ધારો તો તેમાંથી ૧ બાદ કયો

એટલે ૫-૧=૪ હ્યા. તેને બમણા કર્યા તો ૪×૨=૮ થયા. તેમાંથી ૧ બાદ કર્યો તો ૮-=૭ થયા. તેમાં પહેલાં ધારેલા ૫ ઉમેર્યા તો ૭×૫ ૧૨ થયા, તે સરવાળો ધારનાર આપણુને કહેશે. પછી આપણે તે બારમાં ત્રણ મેળવવા એટલે ૧૨×=૧૫ થશે તેણે ત્રણ વડે ભાગવા એટલે મનમાં ધારેલો આંકડો તેજ ભાગાકાર આવેલા ૫ છે તેથી ૫ ધાર્યા છે એમ કહેવું.

(૧૦)

## ધારેલા અંક કહેવાની ૨૭ રીત

મનઃકલ્પીત અંકમાં ૧ ઊમેરીને તેના ત્રણગણા કરવા કહેવું અને તેમાં વળી પાછો અંક ઉમેરીને તેમાં મનમાં ધારેલો આંકડો ઉમેરવા કહેવું જે સરવાળો આવે તે આપણે ધારનાર માણસને પુછી લેવો ને પછી તે ઊપરથી નીચે પ્રમાણે આપણે તેનો ધારેલો અંક કહી આપવો.

## સમજવાની રીત.

આવેલા સરવાળામાં ૪ બાદ કરીને, બાકી જે રહે તેને ૪ એ ભાગવો ભાગાકાર આવશે તેજ ધારેલો અંક કહેવો.

## જવાબ

મનમાં ધારેલો અંક ધારો કે ૭ છે તો તેમાં ૧ ઉમેર્યા એટલે ૮ થયા. તેના ત્રણગણા કર્યા એટલે ૮×=૨૪ થયા તેમાં ૧ ઉમેર્યો એટલે ૨૫ થયા તેમા ધારેલો આંકડો ૭ ઉમેર્યો એટલે ૨૫×૭=૩૨ થયા તે સરવાળો આપણને કહેશે એટલે આપણે તેમાંથી ૪ બાદ કરી (૩૨–૪=૨૮ ) બાકી ૨૮ રહેશે તેની ૪ થી ભાંગીશું એટલે ભાગાકાર ૨૮÷૪=૭ આવશે તેથી તેજ ધારેલો અંક છે એમ કહેવું.

### (૧૧)

મનમાં કોઈ પણ આંક ધારવા કહીને તેના ત્રણ ગણા કરી તેમાં એક ઉમેરવા કહેવું અને જે સરવાળો આવે તે પુછી લેવા પછી તે ઉપરથી નીચે પ્રમાણે ધારેલો અંક કહી આપવો.

## સમજવાની રીત.

આપણને જે સરવાળો કહ્યો હોય તેમાંથી ત્રણ બાદ કરવા બાકી જે આંકડો આવે તેમાંથી શુન્ય કાઢી નાંખી બાકી અંક રહે તે ધારેલો અંક સમજવો

## જવાબ

ધારો કે કોઇએ ૬ ધાર્યા તો તેના ત્રણ ગણા ૬×૩

=૧૮ થયા તેમાં ૧ ઉમેયે'। એટલે ૧૮+૧=૧૯ થયા તેના ત્રણ ગણા ૧૯×૩=૫૭ થયા તેમાં ધારેલે અંક ૬ ઉમેર્યો તો ૫૭+૬=૬૩ થયા તેમાંથી આપણે ત્રણ બાદ કર્યાં છે બાકી રહ્યા ૬. છ ધારેલો અંક છે એમ કહેવું

## બે કિંવા બે કરતા વધારે અંક મનમાં ધારેલો હોય તે કહી આપવાની.

કોઈ પણ માણુસને બે કે તેના કરતા વધુ સંખ્યાઓ મનમાં ધારવ કહેવું ધારો કે કોઈ માણુસે બે સખ્યાં મનમાં ધારી છે પછી તેને કહેવું કે પ્રથમ સખ્યાના બ મણા કરી તેમાં ઉમેરી જે સરવાળો આવે તેને પાંચે ગુણુવા કહેવુ' પછી તે ગુણાકારમાં બીજી ધારેલી સખ્યા ઉમેરવા કહેવું પછી જે સરવાળા આવે તે પુછીને નીચે પ્રમાણે બે સંખ્યાઓ કહી આપવી.

## સમજવાની રીત.

મનમાં ધારેલી બે સખ્યા હોય તો તેમાંથી ૫ બાધ કરવા જો મનમાં ધારેલી ત્રણ સંખ્યા હોય તો ૫૫ બાદ કરવા હવે જે સરવાળો આપણને કહેવામાં આવ્યો હોય તેમાંથી ઉપરના નિયમ પ્રમાણે ૫ કિંવા ૫૫ કિંવા ૫૫૫ જે આવે તે બાદ કરવો અને જે બાકી રહે તેનો પહેલો આંકડો પહેલી સંખ્યા, બીજો આંકડો બીજી સંખ્યામાં

અને ત્રીજો આંકડો ત્રીજી સંખ્યા એમ આગળ પણ સમજવું.

### જવાબ.

ધારોકે કોઇ માણસે મનમાં ૬ અને ૪ એમ બે સંખ્યા ધારી છે તો હવે ૬+૨−૧૨+૧=૧૩÷૫=૬૫ તેમાં સંખ્યા ધારી છે તો હવે ૬×૨=૧૨×૧૩=૬૫ તેમાં બીજી સંખ્યા ૩ ઉમેરીએ ૬૫ ૩=૬૮ થયા તે આપણુને કહેશે, એટલે આપણે તેમાંથી બે સંખ્યા ધારી છે માટે પાંચ બાદ કરીશું એટલે ૬૮−=૬૩ બાકી રહ્યા. તેમાં ૬ પહેલી સંખ્યા, ૩ એ બીજી સંખ્યા સમજવી

(૧૩)

## મનમાં ધારેલા ત્રણ તથવા વધારે અંક કહી આપવાની રીત

ધારે- કે મનમાં ધારેલી સંખ્યા ત્રણ છે, અથવા ત્રણ કરતા વધુ છે તો પ્રથમ ધારેલી પહેલી સંખ્યાની બમણાઇમાં ૧ ઉમેરવા કહેવું. પછી તેને ૫ વડે ગુણવા કહેવું જે ગુણાકાર આવે તેમાં બીજી સંખ્યા ઉમેરવા કહેવું જે સરવાળો આવે તેને બમણો કરવા કહેવું. પછી તેમાં ૧ ઉમેરવા કહેવું. જે સરવાળો આવે તેમાંથી ૫૫ બાદ કરવા કહેવું. પછી તેમાં ધારેલી ત્રીજી સંખ્યા ઉમેરવા કહેવું આ પ્રમાણે ત્રણથી વધારે સંખ્યા માટે પણ સમજવું.

## સમજવાની રીત-

ધારો કે એક માણસે ૩, ૪, અને ૬ એ ત્રણ સંખ્યા છે તો પ્રથમ ૩×૨=૬+૧=૭×૫=૩૫+૪ ( બીજી સંખ્યા ) =૩૯×૨=૭૮+૧=૭૯×૫=૩૯+૫+૪ ( બીજી સંખ્યા )=૩૯×૨=૭૮+૧=૭૯×૫=૩૯૫+૬ ( ત્રીજી સંખ્યા )=૪૦૧ એ સરવાળો આવ્યો તેમાંથી ત્રણ સંખ્યા છે માટે ૫૫ બાદ કર્યા તો બાકી ૪૦૧–૫૫ ૩૪૬ રહ્યા તેનો પહેલો આંકડો ત્રણ છે માટે પહેલી સંખ્યા ત્રણ બીજી ૪ અને ત્રીજી સંખ્યા ૬ ધારેલી છે એમ કહેવું.

( ૧૪ )

કોઇ પણ માણસને પોતાના મનમાં કોઇ પણ અંક ધારવા કહીને ત્રણ ગણા કરવા કહેવું અને જે આવે તેના અરધા કરવા કહેવું, અને જો તે અરધા અપુર્ણ હો તો પુરા કરવા કહેવું. ( એટલે કે તે અરધા કરવાં ળા આવ્યા તો તેને બદલે ૮ અને પાા આવ્યા તો તેને બદલે ૬ ગણવા પછી તેને ૩ વડે ગુણવા કહેવું અને જે ગુણાકાર આવે તેને ૯ વડે ભાગવા કહેવું. આ પ્રમાણે કરવાથી ભાગાકાર શું આવ્યો અને શેષ શું વધ્યું. એટલું જ આપણે તેને પુછી લેવું, પછી નીચે પ્રમાણે તે ઉપરથી તેનો ધારેલો આંકડો કહી આપવો.

## સમજવાની રીત.

ધારો કે મનમાં ધારેલો આંક ૫ છે તેના ત્રણ ગણા કર્યા એટલે ૫×૩=૧૫ થયા, તેનું અરધ કર્યું તો ૭॥ થયા પણ પુરા લીધા માટે ૮ થયા, તેના ત્રણ ગણા કર્યા તો ૮×૩=૨૪ એ ૨૪ ને નવે ભાગ્યા એટલે ૨૪÷૯=૨ ભાગાકારને ૬ શેષ આવ્યા તે આપણને કહે કે તરતજ આપણે ભાગાકારને બમણા કરી શેષ વધેલા બદલ ફક્ત એક તેમાં ઉમેરવો એટલે ૨×૨=૪+૧=૫ એ ધારેલો આંક જાણવો.

( ૧૫ )

કોઈ પણ એક માણસને આપણે કહેવું કે એક પૈસાના લીંબુ તારા મનમાં તું વેચાતાં લે. જેટલાં તું લે તે તારા મનમાં રાખજે. પછી તેને કહેવું કે વેચાતા લીધેલાં લીંબુમાંથી પાંચ પાંચ બીઆ કાઢીને તેના છોડ રોપ, પછી તે દરેક ઝાડ ઉપરથી પંદર પંદર લીંબુ ઉતારી, પછી તે જે ભાવે લીધા હોય તે ભાવે વેચી નાંખ તેના કેટલા પૈસા આવ્યા તે હું તને કહી આપીશ.

## સમજવાની રીત.

ઝાડ ઉપરથી ઉતારેલા લીંબુનો અને બીયાંનો ગુણાકાર કરીને જે સંખ્યા આવે તેટલા પૈસા ઉપજે.

## જવાબ.

ધારો કે એક પૈસાનાં ૮ પ્રમાણે લીંબુ લીધાં છે. તેમાં પ્રત્યેક લીંબુના ૫ બીયાં પ્રમાણે ૪૦ બીયાં થયાં અને તેના ૪૦ ઝાડ થયાં હરેક ઝાડ ઉપરથી ૧૫ લીંબુ ઉતારે તો ૪૦×૧૫=૬૦૦ લીંબુ ૪૦ ઝાડનાં થયાં તે પહેલાં લીધેલા ભાવે વેચતાં ૬૦૦÷૮=૭૫ પૈસા ઉપજ્યા, તે બીય તથા લીંબુના ગુણાકારની બરાબર ( ૫×૧૫=૭૫ ) છે.

( ૧૫ )

એક આંબાના ઝાડ ઉપરથી બંને મિત્રોએ થઇને બરાબર કેરી તોડી અને બીજી ૫૦ કેરી વેપારી પાસેથી વેચાતી લઇ તેમાં નાખી, પછી તે બધી પકાવી તેમાંથી અરધી કેરીનો રસ કાઢી મીજબાની ખાઇ ગયા બાકીની અરધી રહી તેમાંથી મિત્રની જેટલી હતી તેટલી તેની પાછી આપી દીધા તો બાકી કેટલી રહી ? તેનો જવાબ હંમેશા ૨૫ આવે ગમે તેટલી કેરી રહી ? તેનો જવાબ જવાબ ૨૫ આવે.

## સમજવાની રીત.

ધારો કે હરેક જણે સરખી એટલે ૯ તોડી તેથી બંનેની મળી ૯+૯=૧૮ થઇ તેમાં બીજી ૫૦ વેચાતી લીધી તે નાખી એટલે ૧૮+૫૦=૬૮ થઇ. તેમાંથી અડધીનો રસ કાડયો એટલે ૬૮ અર્ધે ૩૪ નો રસ કાઢયો

તો બાકી ૩૪ રહી તેમાંથી મિત્રની ૯ પાછી આપી તો બાકી ૩૪–૯–૨૫ રહી તે જવાબ ઉપર નવને બદલે ગમે તે સંખ્યા લેશો તો પણ છેવટ ૨૫ જ બાકી રહેશે.

( ૧૬ )

## મનમાં ધારેલો અંક કહેવાની યુકિત.

કોઈ પણ માણસને પોતાના મનમાં કોઈ પણ અંક ધારવા કહેવું ધાર્યા પછી તેના દોઢ ગણા કરવા કહેવું જે ગુણાકાર આવે તેના બમણા કરવા કહેવું પછી બમણી થયેલી સંખ્યાને ત્રણે ગણવા કહેવું જે ગુણાકાર આવે તેનો ફક્ત છેલ્લો અંક આપણે ધારનારને પુછવો, તે ઉપરથી તેનો ધારેલો અંક કહી આપીશું,

જવાબ.

છેવટનો જે આંકડો આપણને કહેવામાં, આવે તે આંકડો નવને કેટલાએ ગુણવાથી છેવટે આવે છે તે તપાસવું. જે અંક આવે તે તેણે મનમાં ધારેલો અંક છે એમ સમજવું ( યાદ રાખવું કે છેવટના ગુણાકારની સંખ્યા ૧૦૦ અંદર હોવી જોઈએ. )

## સમજવાની રીત.

મનમાં ધારેલો અંક ૮ તો પછી ઉપર પ્રમાણે ૮× ૧॥–૧૨ તેના બમણા ૧૨×૨–૨૪ તેના ત્રણ ગણા ૨૪× ૩–૭૨ તેના છેવટનો અંક ૨ છે અને તે નવને આઠે

ગુણવાથી આવે છે માટે તેને પહેલાં ધારેલાઅંક આઠ છે એમ જાણવું હવે ધારોકે છેવટના ગુણાકારને સંખ્યા ૧૦૦ કરતા વધુ હોય તો નીચે પ્રમાણે કરવું.

જે જવાબ આપણે દેવાના હોઈએ તેની આગળ એક વધારવો એટલે જો ૮ કહેવાના હોઈએ તો ૧૮ કહેવા તે પ્રમાણે જો બસો ઉપર હોય તો આગળ બે મુકવા ત્રણ-સો ઉપર હોય તો આગળ ત્રણ મુકવા એ પ્રમાણે આગળ સમજવું

## બીજી સમજવાની રીત,

ધારોકે ધારેલી સંખ્યા ૧૫ છે તો ૧૫×૧॥=૨૨॥× ૨=૪૫×૩=૧૩૫ હવે તે કહેશે કે છેવટનો આંકડો ૫ છે અને કુલ સંખ્યા ૧૦૦ ની ઉપર છે તો પછી આપણે જોવું કે નવને કેટલાએ ગુણતાં છેવટ ૫ આવશે, તો નવને પાંચે ગુણતાં છેવટ ૫ આવશે માટે તેનો ધારેલો અંક ૫ થાય, પણ ૧૦૦ ઉપર છે માટે ૫ ની આગળ ૧ મુકી ૧૫ તેની ધારેલી સંખ્યા છે તેમ કહેવું. આ ઉપરથી એમ જણાઈ આવે છે કે જેટલા સેંકડા છેવટનો ગુણાકાર હોય તે અંક ઉતરની આગળ મુકી જવાબ કહેવો એટલે કે જો છેવટનો ગુણાકાર ૧ સેંકડા ઉપર હોયતો આગળ ૧ મુકી ઉપર પ્રમાણે જવાબ કહેવો ૨ સેંકડા ઉપર હોય તો આગળ ૨ મુકી જવાબ કહેવો.

# ભાગ ૧૬ મો.

## ચમત્કારીક પ્રયોગો.

—o—

(૧)

### હવનમાં અગ્નિ આપોઆપ પ્રગટે.

સૅલફ્યુરીક એસીડ (ગંધકનો તેજાબ) ક્લોરોડાઇન પોટાસ મીસરી આ ચીજો પાસે રાખવી, જે વખતે હવનમાં હોમવાની ચીજો તૈયાર રાખો તે વખતે આ ચીજો પણ ત્યાં રાખો અગ્નિસ્તોત્ર ભણીને આહુતી વખતે પ્રથમ ક્લોરોડાઇન પોટાસ મીસરી હવનમાં છોડીઆં મુકયાં હોય તે ઉપર નાખવું ને પછી તે ઉપર સૅલ્ફ્યુરીક એસીડનાં ટીપાં પડશે કે તરત અગ્નિ ઉત્પન્ન થશે આ પ્રયોગ ઘણીજ હુંશીઆરીથી કરવાનો છે ને તમે કરી જાણશો તો સારૂ માન મેળવશો. ને હજારો રૂપીઆ પેદા કરશો.

(૨)

એક માણસ શ્રીફળમાંથી લોહી બતાવી, મુઠ ચોટ નજર ભુત ડાકીનીને તેમાં ઉતારી છે એમ કહી પોતે પુજાતો અને મનાતો.

## વીધી.

શ્રીફળ ( નાળીએર ) મંગાવી છોલાવી એક બાજુ દેવીની સ્થાપના કરી પોતે ન્હાઇ ધોઈ મંત્ર ભણતો તે અરસામાં છોલેલા શ્રીફળની આંખમાં કાણું પાડી તેમાં રંગની ગોળીઓ નાખી ઉપર સીણુની ગોળી દબાવી તેના ઉપર શ્રીફળની ચોટલીની ફેત્રાટી દબાવી શ્રીફળ તૈયાર કરે પછી કોઇ માંદુ હોય તો માથે ઉતારે ઘરમાં નડતર હોય તો ચારે ખુણે ફેરવે દરેક કામમાં શ્રીફળનો પ્રયોગ કરતો આ પ્રયોગ રાતના કરતો ને પછી લોકોને શ્રીફળ ફોડી બતાવે ને કસે કે જુઓ આરૂદ્ર ( લોહી )

(૩)

એક માણુસ આરતી વખતે અગર કોઈને ત્યાં જાય ત્યાં દીવો ફેરવવા પ્રયોગ કરતો.

## વીધી

વાંસ અગર દાભની સળીઓને વળ દઈ પાણીના પુટ આપી પોતાની પાસે રાખતો. દેવીદેવીના મંદીરમાં આરતી વખતે દીવો ફેરવે કોઇ જગ્યાએ મોરપીંછી બાંધી ફેરવે કોઈ જગાએ ગુલાબનું ફુલ ફેરવે લોકોને બતાવવા મંત્ર ભણે ને પાણીની અંજળી ભરી છાંટે કે તરત ફરવા માંડે આ પ્રયોગથી ઘણું ધન મેળવતો અને ધર્માદા વાપરતો લોકોની એટલી બધી શ્રદ્ધા વધી કે તેની બાધાઓ લે તે ફળે.

(૪)

એક માણુસ ચીઠીમાં શું લખેલું છે તે કહી આપતો તેથી તેને ત્યાં પ્રશ્નો મુકવા પુછવા ઘણા માણુસો જતા.

## વીધી

પ્રશ્ન પુછવા માટે આવેલા માણુસોને પોતાની પાસેથી કોરા કાગળની નાની ચબરકી આપીને પેનસીલ આપે પછી તેને કહે તમારે જે લખવું હોય તે લખો પેલો માણુસ લખે તે ચબરકીને ગોળી જેવું બનાવરાવે પછી પોતે એક યંત્ર કાઢીને તેના સામો મૂકે તે યંત્ર ઉપર પેલી વાળેલી ગોળી પાંચ વખત સાત વખત નંખાવે ને જે આંકડા ઉ-પર પડે તે પોતે લખી લે તે અરસામાં પોતે કોરા કાગ-ળની ગોળી વાળી રાખી છે તે ચાલાકીથી બદલી લે ને પેલી બદલેલી ગોળીને તે વખતે લખેલ માણુસના હાથે બાળી નંખાવી રાખ પોતાના હાથમાં લઇ બે હાથે મસળી નાખે છે પછી થોડીવાર પડદામાં અગર બીજા હોલમાં જઈ ચીઠી વાંચી બહાર આવી સમાધીનો ડોળ અગર અવાર નવાર પુસ્તકનાં પાનાં ફેરવી આંગળીના વેઢા ગણી ચીઠીમાં લખેલ હકીકત કહી આપે.

(૫)

દેવીના મંદીરમાં એક પુજારી હતે તે ગામમાંથી

ઢોર માંદુ થાય, માણસ માંદુ થાય અગર છોકરૂ માંદુ થાય કે તરત સવા હાથ નાડાછડી અગર પાંચવાનાનુ હીર અને સવા પાંચ આના લઇ તરત દેવીના મંદીરમાં પુજારી પાસે જતો તે વખતે પુજારી એક આનો ચકલાની પેટીમાં એક આનો કુતરાની પેટીમાં અને સવા ત્રણ આના માતાના થાળમાં નંખાવે. પછી નાડાછડી અગર હીર લેઇ લોચો વાળી માતાના ઉપર નાખે થોડીવારે પુજારી ઉભો થઈ માતા પાસેથી દોરો લઇ આવેલ માણસને આપીને કહે કે ઘીનો ધુપ દઇ હાથે બાંધવા કહે ઢોરને આગલે પગે બાંધવા કહે વળી ઉપરથી હવનની રાખની ચપટી આપે તેનો ચાંલ્લો કપાળે કરવાનું કહે આવી રીતે આ પુંજારી કરતો અને આસપાસના ગામના લોકો બહુ આવતા

## વીધિ

આ પુજારી અગાઉથી નાડાછડી, પાંચ વાનીના હીરની તથા ઉનના દોરાને કોઇને પાંચ કોઇને સાત કોઇને નવ એમ અગાઉથી ગાંઠો વાળી રાખી મેલતો, પછી કોઇ આવે તેને હાથ ચાલાકીથી માતા પાસેથી દોરો આપે તેથી લોકો એમ માનતા કે આ પુજારી ખરો છે ને માતા તેને હાજરાહજુર છે.

( ૬ )

એક માણસ ગંજીપો ચીપી જોનાર માણસના સામો ધરી રાખે ને એકેક પત્તાના દાણા અગર બાદશાહ, રાણી ગુલામ જે આવે તે કહેતો જાય ને પત્તુ ભોંયપર એમને એમ નાખતો જાય.

## વીધિ

જોનારમાંથી એક માણસને પોતાની પાસે બોલાવી સામો ઉભો રાખે, પછી પોતે ગંજીપો હાથમાં લઇ ચીપી તેના સામો ધરે અને જોનાર માણસને કહે કે આ ગંજીપા સામે બરોબર નજર રાખી જુઓ એટલે જોનાર માણસ ગંજીપના પાના સામું જુવે છે એટલે તેની આંખની કીકી [ જેવી રીતે આયનામાં આપણું મોં દેખાય છે તેવી રીતે] દેખાય છે તે આ માણસ કહી આપે છે એટલે બીજા જોનારા માણસો આશ્ચર્ય પામે છે આ પ્રયોગથી પ્રેકટીશથી આગળ વધાય છે.

( ૭ )

એક સાધુ ફક્ત એકજ લોટાના ધાતનું કમન્ડર રાખતો તે સીવાય તેની પાસે કાંઇ રાખતો નહી તે એક ગામમાં ઝુંપડી બાંધીને રહેતો, હંમેશાં ન્હાવા જાય ને લોટામાં પાણી ભરી લાવી પોતાની ઝુંપડીમાં આડો પડદો નાંખી અંદર જાય. થોડી વારમાં તો બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર વિગેરે

દેવોની સ્થાપના કરી આચમની ઘંટડી તરભાણું વિગેરે ગોઠવી પડદો ઉઘાડે. પછી સુખડ વિગેર ઘશી પોતે ટીલાં ટપકાં કરે, દેવની પુજા કરી આરતી ઉતારે દેવને ભોગ ધરી જે માણુસો ભેગાં થયા હોય તેને પ્રસાદી વહેચી પડદો પડે. થોડીવારમાં તે જગ્યાએ કાંઇ મલે નહી, કોઈ પુછે તો, ભોગ દેવ લઈ ચાલ્યા ગયા.

આ સાધુની એટલી બધી પ્રશંસા વધી હતી કે તે સાધુએ તેજ જગ્યાએ મંદીર બનાવ્યું ને આવક વધવાથી સદાવ્રત ચાલુ કર્યું.

## વીધિ

આ સાધુએ કારીગર પાસે મોં માગ્યા પૈસા આપી નીચે પડદાવાળો કમન્ડર ઘાટનો લોટો બનાવરાવ્યા ઉપરના ભાગમાં પાણી રહે ને નીચેના ભાગમાં ધાતુની નાની દેવની મુરતીઓ. આરતી, આચમની તરભાણું વિગેરે રાખતો ને હંમેશાં પુજા વખતે બહાર કાઢી પુજા કરે અને પછી તે લોટામાં ગેબ કરે.



# ભાગ ૧૭ મો

## ટોપીમાં ફુલનો વેલો ઉગાડવો.

કેટલાક ખેલાડી તમાસગીરોમાંના કોઇ એકની ટોપી લઇને તે વડે તરેહવાર નવાઈ જેવા ખેલો કરી દેખાડયા બાદ તે તેને પાછી આપતી વેળા અચકી જાય છે અને બોલે છે કે; "સાહેબ આ ટોપીનો ઘાટ એક ફુલના કુંડાને કેટલો બધો તો મળતો આવે છે કે એની માંહે હમણાં ને હમણાં એક નાનું ઝાડ ઉગાડી દેવાનું મારૂં મન થયા વિના રહેતું નથી." એમ બોલી તે પેલી ટોપીને ઉપર આગમજથી બાંધી રાખેલી બે દોરી વડે બાંધીને ટાંગે છે અને પછી પોતાની જાદુઇ લાકડી ફેરવતો ફેરવતો બોલે છે કે; "જુઓ કેવું ધીમે ધીમે એક સુંદર ઝાડ ખુબસુરત ફુલોથી ભરેલું ઉગવા માંડે છે! વાહ શું એના પાંદડાનો રંગ છે! વાહ, કેવાં એનાં ખીલેલાં ફુલો છે, અને કેવો તેમાંથી નીકળતો મધુર સુગંધ ભર્યો સુવાસ છે.!" અને ખરેખર તેના કહ્યા મુજબ સઘળું થતું તમાસગીરો તાજુબ થઇને જુવે છે,

ખુલાસો–પેલી ટોપી. છઅંજો જે ઉંડી ટોપી પહેર

છે તેને મળતી હતી. ખેલાડીઓ એ ટોપીનેજ મળતા ઘાટની એક પતરાની ટોપી બનાવી રાખી હતી, અને તેનાં બનાવેલાં તેવડાં તળીયાંની વચ્ચેની પોકળ જગ્યામાં એક મોટા બુચમાં ખોસી રાખેલો ઝાડનો એક રોપો સંતાડી રાખ્યો હતો, અને તેની ઉપર ફુલો પણ વળગાવીજ રાખ્યાં હતાં પેલી ટોપી ટાંગતા વેળા તેને પેલી પતરાંની ટોપી તેની માંહે સેરવી દેવાની ઝડપ વાપરી હતી, અને તેજ વેળાએ તેનું ઉપરનું તળીયું પણ કહાડી લીધું અથવા ઉઘાડી નાંખ્યું હતું. હવે જે બે દોરીઓવડે પેલી ટોપીને ટાંગી હતી તે તો રેશમમાં ગુંથી લીધેલી બે રબરની નળીઓ હતી, અને ટોપી ટાંગતી વેળાએ ખેલાડીએ એટલી ચોકસાઇ રાખી હતી કે તે બેઉ નળીના નીચેના છેડાઓ પેલી ટોપીની અંદર દાખલ થયેલા રહે નળીઓના ઉપરના છેડાઓનો પાણીના સાથે સંબંધ રાખેલો હતો. ખેલાડી તરફથી છુપી ઇસારત થતાંજ ઉપર બેઠેલો કોઈ માણસ પેલા નળો ઉઘાડી માંહે પાણી વહેતું કરતો હતો. અને તે પાણી પેલી પતરાંની ટોપીમાં પડતાંજ તેના જોડે માંહે મુકેલો બુચ પેલા રોપા સાથેજ ઊપર ઉંચકાતો હતો, અને તેથી જાણે ટોપીમાં રોપો ઉગતો હોય એવો દેખાવ થતો હતો. ખુશબો જે નીકળતી હતી તે ફુલોની નહિ પણ પેલા પાણીની હતી; કેમકે તે અગાઉથીજ ખુશબોદાર બનાવી

રાખ્યું હતું. બુચ પાણી ઉપર તરતો રહેતો હોવાથી ખે-
લાડી આ ચાલાકીભર્યો ખેલ કરવાને શક્તિવાન થયો હતો.

## ટોપીમાં આરપાર આંગળી ખોસવી.

ખેલ–જોનારાઓમાંના કોઈ એકની ટોપી લેઇને તેની
સાથે તરેહવાર હેરતભરેલી રમતો કર્યા બાદ તે તેને પાછી
આપવા જતા ખેલાડી દિલગીરીનું ડોળ ઘાલે છે અને બો-
લે છે કે "અફસોસ! રમતો દેખાડતાં મારી બેદરકારીથી
આ ટોપીના મથાળામાં એટલું તો મોટું એક કાણું પડયું
છે કે તેમાંથી આ મારી બીજી આંગળી આરપાર જઈ
શકે છે" એમ બોલી તે બરાબર પોતાનો હાથ ટોપીમાં
નાંખી પોતાની બીજી આંગળી આરપાર બહાર કહાડી દેખા-
ડે છે, અને તેને આમથી તેમ રમુજી રીતે હલાવી તરેહ-
વાર બોલીને અને મ્હોડાના ચાળા કરીને, તમાસગીરોને
ઘણી રમુજ આપે છે, અને પેલા બીચારા ટોપીના ધણીને
ગભરાટમાં નાંખે છે, થોડીવાર એમ મશ્કરીઓ કરી તે બોલે
છે કે, "ભાઇ એમ બળ્યા બળ્યા ના થઈ રહો! તમારી
ટોપી જો મારે હાથે બગડી છે તો તે મારે હાથેજ પાછી
એક વારમાં આખી થશે" એમ બોલતો બોલતો તે પેલા
ધણી પાસે આવે છે, અને તેના હાથમાં તેની ટોપી મુકીને
પાછો ચાલતો થાય છે પેલો બાપડો તો એમ જ જાણે છે

કે ખેલાડીએ તો તેની ફક્ત મશ્કરી કરી છે અને દીલગીર ચહેરે પેલું મોટું કાણું જે તેની ટોપીમાં પડ્યું છે તે જોવા જાય છે તો કંઈ પણ મળે નહિ ટોપી તો જેવી હતી તેવીજ આખી ને આખી તેની અને આસપાસનાઓની અજાયબીનો એથી શું પાર?

ખુલાસો—જે આંગળી ખેલાડીએ દેખાડી હશે તે માત્ર રબરની બનાવેલી હતી અને તે પોકળ હોવાથી અને તેને દાબીને હવા બહાર કાડીને જેવી ટોપીને બહારની સપાટી ઉપર વળગાવી દીધી તેવીજ તે બહારની હવાના દબાણથી અને માંહે કાંઈ હવા નહિ હોવાને લીધે ઉપર જ દબાઇ બેઠી હતી ખેલાડી પોતાનો હાથ અંદર નાંખી ને ટોપી હીલવતો એટલે બહારની રબરની આંગળી પણ હાલ્યા વગર રહેતી નહીં કહાડતી વેળા તેને જરાક દોર આગળથી અળગી કીધી એટલે તે તુરતજ ખેલાડીની હાથેળીમાં પડીમાં છુપાઈ ગઇ અને ટોપી તેના ધણીના હાથમાં તેની અસલ હાલતમાંજ પાછી ફરી હતી.



# યુવાનોને સંદેશો.

જો તમારામાં દેશની લાગણી હોય, દેશ પ્રત્યે પ્રેમ હોય,
જો તમે સ્વતંત્રતા ચાહતા હો, સ્વરાજ્ય માંગતા હો,
હિંદને પરતંત્રતાની બેડીમાંથી છોડાવવા ઇચ્છતા હો,
હિંદને આઝાદ કરવાની તમારી ભાવના હોય,
દેશનું, જાતીનું, સમાજનું, અને ધર્મનું, તમારામાં ગૌરવ હોય,
તમારી નસેનસમાં દેશપ્રેમનું લોહી વહેતું હોય,
દેશમાં કરોડો માણુસો ભુખે મરે છે તેના પ્રત્યે દયા હોય.

## તો શું કરશો ?

હિંદમાં હુન્નરને ખીલવો, દેશી હુન્નરને ઉત્તેજન આપો,
જે ચીજો તમારા દેશમાં બનતી હોય તેને ખરીદો અને
ઉત્તેજન આપો, જે ચીજની તમારે જરૂર છે, તેના સીવાય
ચાલતું ન હોય, તેવી ચીજોને અહીંયાં બનાવો.

## કહો તમારાથી બનશે કે ?

એક નહિ પણ અનેક હુન્નર બનાવીને દેશને ચરણે ધરો
અને જગતને જાહેર કરો કે હિંદુસ્તાનમાં કળા છે, કૌશલ્ય
છે કારીગરી છે.

## આટલી આશા

હિંદુસ્તાન તમારી પાસે રાખે તેમાં નવાઈ શું !

લી૦ તમારો "કેશવ."